# શાંતિ કુંવર.



રચી છપાવી પ્રસીદ્ધ કરનાર,

**માણેકલાલ ચુનીલાલ સુતરીઆ.**

એમ. એ. એલ. એલ. એમ.

સંગાડીઆવાડ, સુરત,

# શાંતિ કુંવર.

## शार्दुल विक्रीडित छंद.

या राका शशि शोभना गतघना सा यामिनी यामिनी ।
या सौंदर्य गुणान्विता पतिरता सा कामिनी कामिनी ॥
या गोविन्दरस प्रमोद मधुरा सा माधुरी माधुरी ।
या लोकद्वय साधनी तनुभृतां सा चातुरी चातुरी ॥ १ ॥

**અર્થ**—જે રાત્રી ચંદ્રથી શોભી રહી, વાદળા વગરની નિર્મળ હોય તેજ યામિની કહેતાં રાત્રી સમજવી, જે સ્ત્રી સૌંદર્ય ગુણથી ભરપૂર હોય અને પતિ પ્રાણા હોય તેજ ખરી સ્ત્રી સમજવી, જેમાં શ્રી ગોવિંદ કહેતાં પ્રભુના પ્રમોદ કહેતાં આનંદથી મધુર એવા અમૃતથી મીઠી લાગતી માધુરી તેજ માધુરી કહેતાં બોલામૃત છે, અને આ લોક અને પરલોક બેઉ લોકને સાધવાવાળી જે દેહધારીઓની ચતુરાઇ હોય તેજ ખરી ચતુરી છે.

રચી છપાવી પ્રસીદ્ધ કરનાર,

**માણેકલાલ ચુનીલાલ સુતરીઆ.**

એમ એ. એલ એલ. એમ.

સંઘાડીયાવાડ, સુરત.

સં. ૧૯૭૭. પ્રત ૫૦૦, સને ૧૯૨૧.

# અર્પણ પત્રિકા.



મારી વ્હાલી વ્હેનો—આર્ય મહિલાઓ, સ્વદેશના મહોદયના પાયા રૂપ માયાવી માનુનીઓ—સહૃદય સુશીલ શીયળવતી સદ્‌ગુણી સ્રીયો—કે જેને, કંટાળો નહીં લાવતાં ખંત રાખી, એકવાર નહીં, પણ અનેકવાર આ વર્ણન વાંચી, એમાંથી ખુણેખોચરે જ્યાંથી જડે ત્યાંથી સાર શોધી કાઢી, પાણી પાણી જુદું કાઢી દુધ દુધ ઉપયોગમાં લઈ હંસણી થઈ, લેશ પણ લાભ લેવાની ઈચ્છા હોય, તથા કાદવ-વાળા કાનારા ખુંદી તેમાંથી પસાર થઈ સ્વચ્છ સરિતાના નિર્મળ નીર પીવાની હોંસ હોય, તેમજ છાશ વલોવી માખણ કહાડવાની અભિલાષા હોય અને રજકણમાંથી રત્ન કાઢવાની ઉત્કંઠા હોય, અથવા માયામાંથી બ્રહ્મ જાણવાની જીજ્ઞાસા હોય અને એવી રીતે "શાંતિ" પાઠમાંથી શાંતિ મેળવવાની મરજી હોય, તેવી સર્વે આર્ય ભગિનીઓને, દરરોજના દર્પણ રૂપ આ લઘુ વર્ણન અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

સુરત, સંઘાડીયાવાડ.<br>
તા. ૧ ઓગષ્ટ ૧૯૨૧

લિ.<br>
માણેકલાલ સુતરીઆ.

# શાંતિ કુંવર.

## ભાગ ૧ લો.

### શાંતિ વિરહ.

(શતક)

**મનહર છંદ.**

પતિ તણાં કષ્ટ કાપી, શાંતિને દેનાર સંત,
પ્રિય શાંતિ પીંજરેથી, ઉડી ગઇ હાયરે:
શાંતિ જતાં શોકને શરણ થયાં સગાં સ્નેહી,
લોક પણ કહેવા લાગ્યા, "આ તે શું કહેવાયરે":
પતિનું જીવન સ્થાન, ખરૂં અધિષ્ઠાન ગયું,
માત તાત ભ્રાતનું આ, રત્ન રેલે જાયરે:
શાંતિ કુંવર આમ કેમ, શાંત થઇ ગઈ સદ્ય,
હાય હાય કેમ કરૂં, હૈયું આ ચીરાયરે. ૧

**ઇંદ્રવિજય છંદ**

તું મુજ વ્હાલી ગઈ તદનંતર અંતર દુઃખ નિરંતર આવે,
શાંતિ ગઈ સુખ લઇ શત જોજન, ભોજન કે કશું અન્ય ન ભાવે:
સંગતી ને હતી સારથી તું, પતિ સ્વારથીનો રથ કોણ ચલાવે,
કષ્ટ કથા કહું કોની કને, નહીં બ્હેન પડે, દુઃખ કોણ કઢાવે. ૨

### દોહરો.

બીડું વળ્યું ગૃહ મંદિરે, સદન સદનમાં શોક;
ગૃહ લક્ષ્મી દેવી સમી, શાંતિ ગઈ પરલોક. ૩

### મનહર છંદ.

વ્હાલાના વિજોગવાળી, વેદનાની વિગત તો,
જે જને જાણેલી હોય તેજ જન જાણશે:
પ્રસવની પીડા અપ્રસૂતા તે પિછાણે નહી:
પ્રસવની પીડા તો પ્રસૂતા જ પિછાણશે:
ઘાયેલની વેદના તો ઘાયેલ ઘણીક જાણે,
અવર તો એ વિશે અંદેશો ઉર આણશે;
ઉંદરડીનો જીવ જાય, બીલાડાને મોજ થાય,
તેમ જમરાય હરખાઈ મોજ માણશે ૪

### ઇંદ્રવિજય છંદ.

ગામ ગરાસ ધરા ધન ધામની, ખોટનું દુઃખ ખરૂં પણ ખોટું,
સંતતી હીન કુટુંબ કુસંપનું, છાતી તણું દુઃખ તે પણ છોટું:
[illegible] રિપુ તણું કોણ ગણે, કદિ ચોગણું આવી ચડી દુઃખ ચોંટયું,
ઉંચી ગણી નિજ નારી જતાં, દુઃખ પ્યારી વિજોગનું સર્વથી મોટું. ૫

### સોરઠો.

વચને પ્રીત વિવેક, એવી ત્રિયા અનેક છે:
છાતી રંજન છેક, એકજ જડે અનેકમાં. ૬

### મનહર છંદ.

લાડની લડાવનાર, નાર દિલદાર ગઈ,
કોણ હવે મને લાડ કોડથી લડાવશે;

સુખ દુઃખનો પોકાર સૂણનાર ચાલી જતાં,
કોણ હવે સુખ દઇ, શોકને સમાવશે;
હિતકારી હિંમત દેનાર, ઘાવ કારી દઇ,
ગઇ હવે કોણ મને હિંમત ધરાવશે;
અરે પ્રાણ પ્યારી તું તો, પતિ વિશે મગ્ન રહી,
કોણ હવે "પતિ, પતિ", રટણ ચલાવશે, ૭
વિચારી વિચારીને વિસારી દઈએ વાત પણ,
વિસરતી નથી શું વિસારતાં વિસારીએ;
ધારી ધારી દુનીઆનું જોઇ ધીર ધારીએ પણ,
ધારતાં ધરાતી નથી ધીરજ શું ધારીએ;
ઠરવાનું ઠામ ગયું માટે કોઇ ઠામ મન,
ઠરતું નથી ક્યે ઠેકાણે ઠરી ઠારીએ;
પ્રાણ પ્યારી "શાંતિ" જતાં, શાંતિનો વિયોગ થયો
કાળજું ઉથલાઈ જાય, વાટ જોઉં બારીએ. ૮
મરતાં એ મગ્ન થઇ, ખોળે માથું મુકી રહી,
"શાંતિ છે તમારી અહીં" એમ મુખે ભાખતી:
દેશ પરદેશ મહીં, આગળ આગળ થઇ,
સરસ મુકામ શોધી તજવીજ રાખતી;
પરલોક પંથે પણ પ્રથમથી દોડી જઈ,
મારે માટે ભાથું ભરવાને અભિલાખતી;
અરે પ્રાણ પ્યારી સ્વર્ગમાંહી સ્થળ સારૂં જોઇ,
રાખજે સંભારીને, રખે વિસારી નાંખતી. ૯
મુલક મુલકમાંથી ક્યાં ક્યાં નો મેળાપ થાય,
ક્યાં મહીપ મુગટ ને કોહીનુર ક્યાંહીનો;

જુવો હાથી દાંત કોણ જાણે કીયા જંગલનો,
ચળકતો ચૂડો બન્યો બાઇઓની બાંહીનો;
અંતર અતિશે તોયે, પ્યારીને પ્રીતમ બન્યા,
કુમુદિની કયાંની અને શશિ નભ માંહીનો:
દૈવ ગતિ અતિ ન્યારી, વાત તો જુવો વિચારી,
લાડી મોવાડાની અને મૂરતીઓ આંહીનો. ૧૦

## સોરઠો.

તલના તરૂને જેહ, સ્નેહ તણો સંબંધ નહી,
તલમાં કયાંથી તેહ, એ અકળિત ઇશ્વર કળા. ૧૧

## ઇંદ્ર વિજય છંદ.

છેક અશકય બનાવ બને, વરતાય નહીં વિધિ કૃત્યની વાતો,
સૂર્ય વસે દુર આભ વિશે, કમલીની તણો જળવાસ સુહાતો;
કાગળ પત્ર પિછાન નહીં, પણ દૈવબળે શુભ પ્રેમ બંધાતો
તેમ છતાં પ્રિય"શાંતિ"જતાં, ટૂટયું આભ ને સૂર્ય ફરે ઝંખવાતો. ૧૨

## મનહર છંદ.

લંકા તણી લાડી અને ઘોઘાનો વર, એમ છેક
મોવાડેથી સુરત પધારી શું પીછાણથી;
પ્રેમ ઘડી એકમાં તેં નજરે નીહાળી કાધો,
પાતળીયા સાથે પ્રેમવશ થઈ પ્રાણથી;
કીધો તેં અપાર પ્યાર, લીધો સહુ સંસાર સાર,
પાસે રાખ્યો પાંખમાં અધીક ઓળખાણથી;
સર્વ સુખદાયક તું, લાયકથી લાયક તું,
લાયકી તારી લખી શકાય ન લખાણથી. ૧૩

દેહગામ પેલી મેર, દેવકર્ણ મોવાડું મેં,
શોધી કાઢી જીવ જોડ્યો પ્યારી તારી સાથમાં;
મારે માટે પ્રભુજીએ મોટાલાલ તણે ઘેર,
પ્રગટાવી દેવી જેવી, સોંપી મારા હાથમાં;
પાસે રહે પાંચગણો, દૂર જતાં દશ ગણો,
પ્રેમ તેં વધાર્યો પ્યારી, રાખી સદા બાથમાં;
પળ નહી છોડતી ને, કેમ તેં તરછોડી દીધો,
કેમ ગઇ એકલી તેં લીધો ન સંગાથમાં. ૧૪

### ઇંદ્રવિજય છંદ.

જન્મ લીધો એક ગામડે તોપણ, શહેર મહીં તુજ ખ્યાતિ જણાઇ,
એક થયું મળીને મન આપણું, પ્રાણ પ્રિયા અર્ધાંગ ગણાઇ;
પંડ જુદો પડવો ન ગમ્યો પણ, ફાવી નહી જમ આગળ કાંઇ,
કેમ હવે રહું તું વિણ એકલો, કેમ ન મોકલે કાગળ ચાહી. ૧૫
તેં મુજને તનને મન મેળવી, લાડ અધીકથી ખૂબ લડાવ્યો,
હૃદય કમળ માંહી સમાવીને, ભમતા ભ્રમરને ટોચે ચડાવ્યો;
"કથીર છું" કહી કંચન નીવડી, સ્પર્શમણી ગણી પ્રેમ નીભાવ્યો,
આગળથી સુખ આપ્યું અધીકને, પાછળથી હવે કેમ રડાવ્યો. ૧૬
શાકરથી તન શાંતિ થતી નથી, શાંતિ કરી શકશે શું નિશાકર,
પા કર ઝાલી પ્રીતિ રસ પ્યારિ તું, કષ્ટ વિલોકી કૃપાળુ કૃપા કર;
ના કરતી કદી એક ઘડી દુઃખ, રે કરૂણા રસની રત્નાકર,
ઘા કરવો ન ઘટે ઘટ ભીતર, ઓ પ્રિય શાંતિ તું નેહ નીભા કર. ૧૭

### મનહર છંદ.

ઉતરે નહીં ઉતારી, તારી માયા મોહકારી,
પ્રેમ તારો બાહ્ય થકી અધીક ભીતરથી;

વિસરે નહીં વિસારી, છબીલીની છબી પ્યારી,
ઉડી ગઇ મેના મ્હારી, મુંઝાઉં અંદરથી;
કોઈપણ કામમાંહી, ક્રોધ કે કસુર નાંહી,
"શાંતિ" તારી શાંતિ વધુ, વધી નિશાકરથી;
વ્હાલી ત્હારા વ્હાલીડાના આંસુ લૂછવાને આવ,
દૂર કર દરદ આ, નીરખી નજરથી. ૧૮

**ઘનાક્ષરી છંદ.**

પાઈ પાઈ પ્રેમ પાન, પ્રથમ તેં પુષ્ટ કર્યો,
પછી પીડા પમાડી વિજોગ પાન પાઇ પાઈ;
કાંઇ કાંઇ મસે મોજ માણતાતા હરખડી,
વિધ્યાના વિનોદ માંહી થઈ જાય કાંઈ કાંઈ;
ગાઈ ગાઈ ગીત તું રીઝાવતીતી કોયલડી,
ગુજારૂં છું દીન રાત ત્હારા ગુણ ગાઇ ગાઇ;
ડાહી ડાહી વાત કહી, ભોળવ્યો તેં ભાવ ધરી,
ગાંડી તું તો બળેલાને, બાળે, તોયે ડાહી ડાહી. ૧૯

**મનહર છંદ.**

જે જે જગા ત્હારી જોડે જોતાં જીવ રાજી થતો,
તે તે જગા આજ અતિશે ઉદાસી આપે છે;
કાગળો ત્હારા દેખીને વ્હાલી દુઃખ દૂર થતું,
એજ કાગળો આ કાળે કાળજાને કાપે છે;
જે જે ત્હારા વચનોથી સર્વથા વ્યથા જતી તે,
વચનો વિચારતાં વ્યથા વિશેષ વ્યાપે છે;

દૈવ રૂઠ્યો જાણ્યું, જ્યારે, ઉલટી ગતિ જણાય,
જે જે શાંતિ દેતું તે, "શાંતિ" જતાં સંતાપે છે. ૨૦
જો તું જળ સ્વચ્છ રૂપે, તો હું બનું મત્સ્ય રૂપે,
જો તું ચંદ્ર હોય તો ચકોર થવા ચાહું છું:
જો તું હોય દીપક તો. ધરૂં હું પતંગ અંગ,
કોકીલા હું ત્હારા ટહુકાર પૂઠે ધાઉં છું;
જો તું હોય વૃક્ષ રૂપે, તો હું ત્હારો પંખી બનું,
કમળ તું હોય તો હું ભ્રમર ભરાઉં છું:
કેવે રૂપે થઇને ક્યાં ગઇ તેની ગમ નથી,
એથી અહો મનોરમા મનમાં મુઝાઉં છું. ૨૧

### દોહરો.

સ્વર્ગ વિશે તું સંચરી, શૂન્ય દીસે સહુ સ્થાન,
હાય હાય હું શું કરૂં, ગઈ ગોરી ગુણવાન. ૨૨

### હરિગીત છંદ.

ગોરી ગઇ ગુણવંતી ગઈ શું વાત એના વ્હાલની,
ગુમ થઈ ગઇ રે અજબ કૃતિ છે કાળની વિકાળની;
રૂમ ઝૂમ કરતી હસતી રમતી સર્વ ઉત્તમ ખ્યાલની,
દુસ્તર જગત તરી પાર ઉતરી પ્યારી માણેકલાલની. ૨૩

### ઇંદ્રવિજય છંદ.

કોણ હવે કરશે પ્રતિ પાલન સંકટમાં ઝટ ઢાલ ધરીને,
કોણ હવે કરશે તરેહવાર વ્હેવાર ત્હેવારના વ્હાલ કરીને:
"શાંતિ" જતાં સુખશાંતિ ગઇ, સહુ હોંસ ગઈ હોંસ કોસ હરીને,
છંકુ વિલાસ રડે પોસ આંસુ, નમાઇ થઇ અફશોસ કરીને. ૨૪

**દોહરો.**

"શાંતા બા" કહી બાલિકા એઉ કરે કલ્પાંત,
શાંતિકુંવર સંતાવ શું, કરો આવીને શાંત. ૨૫

**મનહર છંદ.**

સ્વામીને સંતાપે એવી સ્ત્રીયો કોઇ દેખતી તો,
સ્નેહ કરી તેમને સુનીતિઓ સુઝાડતી:
હેતથી હળીમળીને હસતું વદન કરી,
મહા મીઠી વાણી થકી સારી છાપ પાડતી:
સર્વ શું સવાઇ સ્નેહ, સ્હેજમાં વધારી સદા,
ભોળે ભાવે માન આપી, દોષ દૂર કાઢતી:
રોષ દોષ દૂર કરી, રાખતી સંતોષ સ્નેહ,
વિવેકી વિદૂષી પોતે સુબુદ્ધિ સુઝાડતી. ૨૬
"ભણી ભણી સ્ત્રીયોને શું કરવું છે સૃષ્ટિ મહી,
પાઘડી પ્હેરીને કંઈ કમાવાને જવું છે;
વિદ્યા ભણેથી તો કંઇ વનિતાઓ વંઠી જાય,
થોડી લખી વાંચી કંઇ બારીસ્ટર થવું છે:
બાયડીઓ ભણે તે તો વાંઝણી કે રાંડી રહે,
ભણવાનું આજ કાલ એ તો છેક નવું છે:"
આવી આવી દલીલોથી દીલ દાઝે જાણી લીધું,
અભણ બિચારી અવિચારી હજી બહુ છે. ૨૭
પ્રથમ તેં પેટલાદમાં જઇને વાદ કીધો,
ભાષણ તેં ભણતર માટે રૂડાં આપીયાં:
પેટલાદની સ્ત્રીયોને, બોધ ત્હારો લાગી ગયો,
અભણ બિચારીઓના, દુઃખ દર્દ કાપીયા;

અભણ પસ્તાવા લાગી, ભણેલી ફુલાવા લાગી.
પુત્રીને પઢાવા લાગી, પુસ્તકો પણ છાપીયાં;
ભણવાનાં સ્થાન વધ્યાં, પતિઓનાં માન વધ્યાં,
શાંતિકુંવર પ્રતાપે, સ્ત્રીમંડળો સ્થાપીયાં. ૨૮
શાંતિ ત્હારા સદ્‌ગુણ સાંભરશે સદાકાળ,
વિધ વિધ વાતો સારી વિશ્વ વિશે વ્યાપશે;
કામ, ક્રોધ લોભને તેં, પ્રથમથી જીતી લીધાં,
કૃપાનાથ તેથી ત્હારા કર્મ બંધ કાપશે;
ઇશ્વર આરાધન તો સ્વર્ગ તણું સાધન છે,
કર્તવ્ય કર્યાથી તને મોક્ષ પદે સ્થાપશે;
આશીશ અમારી હવે છેલી છેલી એજ છે કે,
"શાંતિ" ત્હારા આતમાને પ્રભુ શાંતિ આપશે. ૨૯

**ઇંદ્રવિજય છંદ.**

કાર્ય વિશે થઇ મંત્રી અને કરણે વળી દાસી થતાં નહીં હારી,
ભોજ્યમાં કાળજી માતૃ સમાનને શયને રંભા બની તું વિહારી;
પતિ અનુકુળ વશ તું વરતીને ધરતી ક્ષમા ધરતી સમ સારી,
કુળ દીવા બહુ જીવી નહીં પણ પેઢી તેં સાત અમારી ઉદ્ધારી. ૩૦
કૈંક ત્રિયા વર સાથ રહી પણ ત્હારી તો વાત અતિશય ન્યારી,
શી ગણતી સતિમંડળ સ્ત્રી તણી, શું હું લખું તુજ ગુણ સંભારી;
કંઇક કુટુંબમાં કંઇક સ્ત્રીઓતણી રોજ ફજેતીની વાત વિચારી,
એમજ કહેવું પડે પ્રિય પ્યારી કે લાખમાં શાખ તો તેંજ વધારી. ૩૧

**મનહર છંદ.**

મળ્યાં હશે માનવીને મોટાં મોટાં માન પત્ર,
ચીંથરાં થઇ જશે તે ચુંથાઇ ચુંથાઇને;

બનાવી બનાવીને બેસાર્યા હશે બાવલાં તે,
પાવલાની કીમતે કદી જશે વેચાઇને;
મસીદો મીનારા કે કરાવેલા કંઈ કીર્તિ સ્થંભ,
ઘણે દહાડે તેતો જશે સમુળાં ઘસાઇને;
પરંતુ આ કાવ્યથી તો સદાકાળ સર્વ સ્થળે,
"શાંતિ" ત્હારા સુજશ તો રહેશે સચવાઇને. ૩૨
સતિઓની દેરીઓમાં પગલાં પનોતા તોયે,
દેરીના દર્શને જઈ કોણુ યાદ આણે છે;
સીતા તારા દ્રૌપદીની છબીઓ રૂપાળી તોયે,
અસલની આબેહૂબ કોણુ તે પીછાણે છે;
મોટાં મોટાં માન મેળવીને કૈંક મરી ગયા,
તેને પણુ જગતમાં આજ કોણુ જાણે છે;
પરંતુ પતિવ્રતાના ચરિત્ર લખાય તે તો,
વિશ્વ વિશે વ્યાપવાથી વિશ્વ સૌ વખાણે છે. ૩૩

ગરબી ( સારંગ )

સતિ શાંતિકુંવર, માનવતી તું માનુની માણેકલાલની,
કર નેક નજર, કેમ વિસારી વાત પતિના વ્હાલની. ટેક.
તને કાળ વિકાળે ઘેરી લીધી, તેં કોશીશ બચવા બહુ કીધી,
દૈવે દૈવેચ્છા પૂર્ણ કીધી.
સતિ શાંતિ કુંવર, માયા કેમ તજી તેં માણેકલાલની,
કર નેહ નજર, કર કંઈ ફીકર પતિના હાલ હવાલની. ૩૪

ઇંદ્રવિજય છંદ.

સાર અસાર વિચાર કરી સહુ સાર ગ્રહી યશ ખૂબ વધાર્યો,
કૂડ કપટથી દૂર સદા રહી ભોળપણે ભવ તેં તો સુધાર્યો;

કાળની ઝપટ માંહી ફસાઈ તેં પ્યારા પતિને કેમ વિસાર્યો,
"શાંતિ" તેં કાંતિથી ભ્રાંતિ વધારીને ઘાવ કરી મને જીવતો માર્યો. ૩૫
આવી આશ્વાસન કંઈક કરે છે તે એકજ વાત મુખેથી ઉચ્ચારે,
સદ્‌ગુણી વિદૂષી બાઇને ધન્ય છે, ભેદ બુદ્ધિ જેને નાંહી લગારે:
હતી સુશીલ ને શાણી સુશિક્ષિત, એમ કહી હર કોઈ સંભારે,
આખર સુધી તેં શાંતિ દાધી તોયે હવે તું અમને કેમ વિસારે. ૩૬
જ્ઞાન થકી ભરપૂર થઈ કુળદીપક કંચનની કુળ દીવી,
લાખ પ્રકાર કર્યા અભિલાખ તથાપિ આ સૃષ્ટિ ગણી તેં નજીવી:
વૃષ્ટિ કરી સુખની તેં ઘણી પણ કષ્ટની પ્યાલી હવે રહી પીવી,
દેહ ધરી, પતિ પ્રેમ ધર્યો, પણ ત્રીશ વરસ પુરાં નહીં જીવી. ૩૭

### મનહર છંદ.

જીવી હોત જો તું પાંચ દશ વીશ વર્ષ વધુ,
કરત ઉદ્ધાર ગુજરાતમાં સ્ત્રી જાતનો:
હતી તું વિનીતને વનિતાનો વિશ્રામ હતી,
વિદ્યા કળા કૌશલ્યે ન વાંધો કશી વાતનો:
સો ઘણો સહસ્ર ઘણો જશ હજી પામી લેત,
જેમ જગ જશ ગાય મોટી અંબે માતનો;
જગતમાં જેનો ખપ પ્રભુને ત્યાં તેનો ખપ,
તેથી આવ્યો હુકમ ત્રિલોકી તણા તાતનો. ૩૮
દુ:ખીયાનું દુ:ખ હર્યું, ટુંકમાં વિશેષ કર્યું,
સારમાં, સંસારમાં, વિચારમાં, આચારમાં;
ખચિત ન ધર્યું ચિત્ત અનુચિત કામનામાં,
ખારમાં, ટુંકારમાં, ધિક્કારમાં, નકારમાં;

માનવીને માનદીધાં, ખાન પાન દાન દીધાં,
ભારમાં, આભારમાં, ઉચ્ચારમાં, હકારમાં;
આધિ વ્યાધિ ઉપાધિમાં, પતિની સંભાળ લીધી,
પ્યારમાં, વિકારમાં, આહારમાં, વિહારમાં. ૩૯

માત તાત તુલ્ય મહા સંકટ મટાડનાર,
પ્રીતે પતિ પીડને મટાડતી મઝાગણી;
સર્વને સમાન દેતી સુખ સન્માન સદા,
પતિને વિવેક વાત કહેતી તું ઘણી ઘણી;

માન પાન પામતી પણ નહીં અભિમાન ઉર,
ધન્ય તને શાંતિ કુંવર, તને સૌની લાગણી;
કામ કાજે દોડ વાળી, ખરી લાડ કોડ વાળી,
સુંવાળી સુસોડ વાળી, ગઈ તું સુહાગણી. ૪૦

## ઈંદ્રવિજય છંદ.

કોઈ તણા મરણે દુઃખી થાય છે, આશ્રિત કે સુખ સ્વારથ પ્યાસી,
કોઇ તણા મરણે દુઃખી થાય છે, વ્હાલાં કે વાસ સમીપ નિવાસી;
કોઇ તણા મરણે દઃખી થાય છે, નાત તણાં નરનાર નિરાસી,
શીયળ શીલ આ "શાંતિ" જતાં, સહુના મનમાં થઇ બહુજ ઉદાસી. ૪૧

## મનહર છંદ.

સાંભળ્યું જે શાંતિ ગૌરી, મૃત્યુ વશ થયાં તેથી,
સહુ નરનારીઓ નિશાસા લાગ્યા નાંખવા;
કેટલાએ વાત નહીં એતો કંઇ સાચી માની,
માની તેતો લાગ્યા બહુ દિલગીરી દાખવા;

સુરત મુંબઇ મોવાડું કઠોર નવસારી,
અમદાવાદ પેટલાદ સહુ લાગ્યા ભાખવા;
આંખે નીર વહ્યાં જાય, આ તે કેમ થયું હાય,
દામ ઉધરાવી કરો કામ નામ રાખવા. ૪૨

## દોહરો.

અનેક સ્ત્રીયો થઇ ગઇ, સદ્‌ગુણી સતી અનેક,
"શાંતિ" સૌમાં મોખરે, અનેકમાં એ એક. ૪૩

## મનહર છંદ.

એક તો સખીઓ સાથે, સમદૃષ્ટિ સ્નેહ રાખ્યો,
બીજું હાસ્ય વદનથી, સદન, શોભાવીઆ;
ત્રીજું ત્રિલોકીમાં યશ ઠામ ઠામ પ્રાસ કર્યો,
ચોથું ચતુરાએ લક્ષ્મી લાભથી વધાવીઆ;
પાંચમું પ્રસાદ આપ્યો, શાંતિએ તો શાંતિનોજ,
છઠું છેલ છેલ રોજ આનંદ ઉલ્લસાવીઆ;
ષડ્‌ગુણોને સાથ લીધા, વ્હાલાંને વછોડી દીધાં,
તેથી "શાંતિ" સાથે છ એ વાનાં એ સીધાવીઆ. ૪૪
શશિને અભાવે આખી રાતમાં અંધારૂં ઘોર,
"શાંતિ"ના જવાથી બધે ઉદાસી જણાય છે;
બંગલા બજાર બાગ જંગલની ઝાડી જેવાં,
ધીરજ ધરાય નહી એવાં ખાવા ધાય છે;
દેહ ગેહ થકી સ્નેહ છોડયો નવ છૂટે તોયે,
હવે તો નિવૃત્તિ વિશે મન લલચાય છે;
સોબતી સિધાવ્યાથી સિધાવ્યાનો સમય હવે,
સમીપમાં આવ્યો એવું શુદ્ધ સમજાય છે. ૪૫

સંધ્યા સમે મરણ શરણ થઈ "શાંતિ" ત્યારે,
અવલોકયો રાતો આભ ચઢીને અગાસીએ;
જાણે શાંતિ કુંવરના જગત તજી જવાથી,
ભૂમિએ ભગવો ભેખ ઓઢયો છે ઉદાસીએ:
સૂર્ય શશિ સામ સામા પશ્ચિમ પૂરવ પાસે,
તેની ઉપમા તો તેવા તર્કથી તપાસીએ;
જોગણી બની જરૂર, " શાંતિ " જતાં બ્હેન ક્ષમા,
કાંધે ધરી કાવડ ધરણી ધાઇ કાશીએ. ૪૬

## ઇંદ્રવિજય છંદ.

જો જર માલનું જોખમ થાય, પગાય ઉપાય પુરો કરીને,
આબરૂ માન મહાન મળે, ધનદાન દીધે ધીરતા ધરીને:
જ્ઞાની મળે ધન દાની મળે, અભિમાની મળે ભભકો ભરીને,
રત્ન અનેક મળે મણિ માણેક "શાંતિ" હવે મળે કયાં ફરીને. ૪૭

## મનોહર છંદ.

શાણી સલાહકાર ગઈ, હેતુ હિતકાર ગઈ,
નોંધારા આધાર ગઇ, હવે કેમ થાયરે:
દયાળુ દિલદાર ગઇ, દાઝ જાણનાર ગઇ,
બુદ્ધિનો બજાર ગઇ મનતો મુઝાય રે;
સુખની દેનાર ગઈ, દેવાંશી દાતાર ગઈ,
સૃષ્ટિનો શૃંગાર ગઈ, "શાંતિ" ગઇ હાય રે;
સદ્‌ગુણ ભંડાર ગઇ, કીર્તિનો કોઠાર ગઈ,
શીલવતી નાર ગઇ, હવે કયાં મળાય રે. ૪૮

### ઇંદ્રવિજય છંદ.

સાથ વિનોદ વિચાર કરી શુભવાત હૈયે ધરીને સુખ દેતી,
આદર અન્ય કરે ન કરે પણ ધન્ય તને ગુણગ્રાહી તું રહેતી;
મોંઘી હતી મણિ માણેકથી, "પતિ સાત જનમ નવ છોડું" તું કહેતી,
રે પ્રિય "શાંતિ' તું આવ ફરી મળ, ત્હારા વિના મ્હારી થાય ફજેતી. ૪૯
રે રતનાગર સાગર સાંભળ, રત્ન કીયું સઘળા થકી સારૂં,
કૌસ્તુભ કામ દુધા ગજરાજથી, રત્ન રૂડું ધન્વંતરી ધારૂં;
એક થકી ગુણ એક વશેક, વિવેક થકી દદિ વાત વિચારૂં,
લક્ષ્મી સ્વરૂપ તો "શાંતિ" સર્વોપરિ, રત્ન હતું રત્નાકર તારૂં. ૫૦

### મનહર છંદ.

અરે મેઘરાય હાય, વેગળો શું નાશી જાય,
લોક ત્રાહે ત્રાહે થાય, વેગે વ્હેલો આવજે;
"શાંતિ" સિધાવ્યાની વાત, જાણતો નથી શું ભાઈ,
શોધ કરી અમારી આ "શાંતિ" પાછી લાવજે;
માનવીના મિત્ર ને પવિત્ર છો જરૂર બેઉ,
મળી જાય તો તો મેઘદૂત મને કહાવજે;
શોક પોક પરહરી, દુઃખ દર્દ દૂર કરી,
"શાંતિ" આપી અંતરે આરામ ઉપજાવજે. ૫૧

### ઇંદ્રવિજય છંદ

રે "દુઃખ" રૂપી ભુંડા ભમરા તું રખે કદી ભોળપણે ભમી ભૂલે,
પેખી પડયો દિલપંકજમાં, ચતુરાઇ ચતુર પડી તુજ ચૂલે,
નીસરવાની ન રાખીશ આશ, ખરેખરૂં બંધન ખોલ્યું ન ખૂલે,
આ મનપંકજ માણેકલાલનું "શાંતિ" વિના ફરીથી નહીં ફુલે. પર

ચાતક તું શીદ આ તકમાં અમથો પ્રિય પ્રિય પોકાર કરેરે,
ફોગટ તું ફરીઆદ કરે પણ એ અરજી ઉર કોણ ધરેરે:
સાંભળનાર ગઈ સટકી પટકી પટકી શીર શીદ મરેરે,
તે પણ ત્યાં "પિયુ પિયુ" કરે પણ સાંભળવા નથી કાન અરેરે. ૫૩

છેટું પડે હવે દિન પ્રતિદિન, સુખ છુટે દુઃખે છાતી છવાતી,
છેક નિરાશ ઉદાસ થયો હવે, આશ નથી, નથી ધીર ધરાતી:
ઉઠતી આંચ અચાનકમાં નિજ થાનકમાં પણ ચાનક થાતી,
"શાંતિ" જતાં હજીએ નથી ફાટતી, છેક કઠોર કરી મુજ છાતી. ૫૪

## મનહર છંદ.

ઘરર ઘરર ઘણો, ઘન તણો ઘોષ શુણી,
ચરર ચરર ચિત્ત દાઝે દિલગીરમાં:
ફરર ફરર ફરે, પવન અવની પર,
સરર સરર વાગે શીરમાં શરીરમાં;
ખરર ખરર જળ ચક્ષુ વાદળેથી ખરે,
ઝરર ઝરર ઝરે, નેવ નીર નીરમાં;
થરર થરર કાય કંપી કંપી થથરે છે,
ચરર ચરર થાય, ચિત્ત તો અધીરમાં. ૫૫

## ઇંદ્રવિજય છંદ.

દુષ્ટ દુકાળ કરાળ કૃતિ તજ, ક્રોધ હવે ન કરીશ કદાપિ,
"શાંતિ" ગઇ તેથી શોક સમુદ્રમાં, લોક ડુબ્યા છે અનેક અદ્યાપિ:
હિંમત ગઇ, હથીઆર પડયા પછી, આમ શું કેર કરે તું સતાપી,
ચાહી ચલાવ ચડ્યા પર ચોટ, પડયા પર પાટુ ન મારીશ પાપી. ૫૬

આવી હવે વરષાઋતુ ને, વરસાદ થતાં ફરી ધીરજ ધારી,
સૃષ્ટિમાં વૃષ્ટિ થઈ સુખકારક, કષ્ટી કંઇ મનમાંથી વિસારી;
વાર ત્હેવારને આવતા ભાળીને, માન્યું કે મ્હાલવા આવશે પ્યારી,
તોય હજી વર-સાદ થતાં પણ તું પ્રિય "શાંતિ" ફરી ન પધારી. ૫૭

**સોરઠો.**

વ્હાલી તારા વેણુ, સ્વપ્નામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણ, ફરી ન દીઠાં મીઠડી. ૫૮
સુખકર "શાંતિ" આવ, બેસી કરીએ ગોઠડી;
કેમ પતિની હાય, ફિકર ન રાખે વ્હાલી તું. ૫૯
"વ્હાલા દલગીર ના થશો, વ્હેલેરા મળશું વળી,"
એમ કહીને ગઇ, હજી ફરી તું ના મળી. ૬૦
ઉચરી કદી ન એક, જુઠો દીલાસો જીભથી;
છેલી વારે છેક, હદ કરી તેં હાયરે. ૬૧
અંદેશો બહુ થાય, સંદેશો પણ નહીં મળ્યો;
કાગળ પણ એક કાપલી, લખ્યો નહીં ઓ વ્હાલી તેં. ૬૨
હેતે ઝાલ્યો હાથ, લેશ કદી નવ છોડતી;
મળ્યો મોક્ષનો માર્ગ, કેમ ગઇ ઓ મીઠડી. ૬૩
દૈવ રૂઠયો ને ભાગ્ય, ફૂટયું મ્હારૂં એકદમ;
ફૂટયું પ્રીતિ પાત્ર, રે રે "શાંતિ" વિયોગથી. ૬૪
લાખ લડાવ્યા લાડ, સુખ તે તો સ્વપ્ને ગયું;
અંતે દુઃખનાં ઝાડ, વાવી ગઈ કેમ વ્હાલી તું. ૬૫
અંતરની ગત એક, ઇશ્વર જાણે આપણી;
છેટું પડયાથી છેક, મહા ઉદાસી મીઠડી. ૬૬

ત્હારા બોલ તણા જ ભણકારા વાગે ઘણા;
છબી નજરમાં તરે, ફરી ક્યાં મળશું વલ્લભા. ૬૭
નેણે વરસે નીર, "શાંતિ" તું બહુ સાંભરે;
મનોહારી ઝટ આવીને, કર પતિની પ્રતિપાલણા. ૬૮

### મનહર છંદ.

અરે જીવ બન્યું જગ જીવને બનાવ્યું જેમ,
તેનો પરિતાપ કીધે પાપ ફળ ફળશે;
કીધાથી હમેશ કલેશ, વેદના વિશેષ વધે,
કાંતો તારૂં કાળજું, ટકાવમાંથી ટળશે;
તે માટે તું તજ શોક, આંસુને તું રોક રોક,
પોક મુકે "શાંતિ" તને ફરી નહીં મળશે;
ગયાં એટલાં વરસ ત્હારાં હવે જવાં નથી,
શાંતિ ત્હારી તને ફરી મોક્ષમાંહી મળશે. ૬૯

### દોહરો.

વિનાશ વાળી વસ્તુ જે, તે સાથે શો સ્નેહ,
ગયા પછી બહુ સાંભરે, દિન દિન દાઝે દેહ. ૭૦

### મનહર છંદ.

એક ધ્યાન એક જ્ઞાન, ધર્મ કર્મ મર્મ એક,
ચતુરાઈ એક ચિત્ત એકજ વિચારના;
એક ભક્તિ એક ભાવ, એકજ રૂડો સ્વભાવ,
દંપતી આ પુણ્યશાળી, નામ તો સવારના;
પત્ની તો પતિવ્રતા ને પતિ પત્નિવ્રત પાળે,
દેહ જુદી દીલ એક બેઉ દીલદારના;

આનંદમાં એક તાન, દ્વૈતનું તો ભૂલે ભાન,
જેમ આપે એક સુર તાર બે સીતારના. ૭૧
વાંચનારને વિશેષ વિસ્મય પમાડનારી,
પ્રકાશમાં મુકી વાત પ્યારના પ્રભાવની;
શુદ્ધ જ્ઞાન શોધનારી, બીજાઓને બોધનારી,
પતિવ્રતા સતિઓના વાંચનના દાવની;
વરણવી એમાં વાત, ખરેખરી થવા ખ્યાત,
સ્નેહવંત શાણી સ્ત્રીના સદ્‌ગુણી સ્વભાવની;
ભલે ભલે ઠામ ઠામ વાંચે સ્નેહીઓ તમામ,
એમ ધારી લખી વાત બનેલા બનાવની. ૭૨

### લલિત છંદ.

અરરર શું થયું, શાંતિ કયાં ગઇ, કરીશ શું હવે, એકલો રહી;
પલક વારમાં, તું ગઇ ઉડી, સમજ ના પડી, શું કર્યું ભુંડી. ૭૩
અરર ચિત્તતો, આ ચિરાયરે, નયન નીરતો, ના સુકાયરે;
ધિરજ શું ધરૂં, ના ખમાયરે, ભણી ગણી ગઇ, હાય હાયરે. ૭૪
પતિ તણું ખરૂં, સત્વ તું હતી, નત્રનિધી તણું, તત્વ તું હતી;
સુશિલ "શાંતિ" તું, આવ આવરે, સરલ સ્વામિને, ના દુભાવરે. ૭૫

### રાગ પરજ.

શાંતિ મ્હારી આવશે કયારે રે,
મને કેમ રવડાવ્યો અત્યારે રે. ટેક.

ઇસ્વી અઢારસે ત્રાણું માંહી, જન્મી મોવાડે ગામ,
ટુંક ઉમરમાં ઉત્તમ નીવડી, કીધું કર્તવ્ય તમામ. શાંતિ. ૧
શાંતિકૂવર શાંતિદાયક, નિર્મળ તારૂં નામ,
કુળ દીપક તેં કુળ ઉદ્ધાર્યું, કીધાં રૂડાં કામ. શાંતિ. ૨

દશ વરસની ઉમરે તું તો, આવી સુરત મોઝાર,
પરણી માણેકલાલ સંગાથે, ચલાવ્યો ગૃહ સંસાર. શાંતિ. ૩
ખંત ધરી ઉદ્યોગ કરીને, વશવર્તી ગુણ ગ્રામ;
સેંકડો માંહી સંભારણું રાખી, મુકી ગઇ શુભ નામ. શાંતિ. ૪
સુરત નવસારી કહોરમાં પણ, પામી રૂડું સન્માન;
અન્ય સ્થળે પણ ધન્ય ધન્ય કહી, થાય ત્હારાં ગુણ ગાન. શાંતિ. ૫
વિધ્યા કળા ગુણવંત વિવેકી, સદ્‌ગુણી ને તું સુજાણ;
લખાણમાં હું શું રે કરૂં સતિ, શાંતિ ત્હારાં વખાણ. શાંતિ. ૬
મુંબઇ હિંદુ સ્ત્રી મંડળમાં, ભાષણની કરી પ્હેલ;
ગુણવંતી ગંભીર ગુણોથી, તું તો ઠરી છે ઠરેલ. શાંતિ. ૭
તેમ છતાં એકદમ ઉડી જઇને, કીધાં છેક નિરાશ;
મનોહારી ફરી મળશે કયારે, અંતર રહી ગઇ આશ. શાંતિ. ૮
દુર્ગુણનું તો નામ નહી ને, સદ્‌ગુણનુંજ સુપાત્ર;
ઇશ્વરે ત્હારા અંતઃકરણમાં મ્હેલેલા સદ્‌ગુણ માત્ર. શાંતિ. ૯
સ્નેહની સરિતા શીયળવંતી, મુખમાં ભરેલી મીઠાશ;
પર ઉપકારી હાસ્ય વદનની, કર્તવ્યમાં ન કચાશ. શાંતિ. ૧૦
ડહાપણ વાળી તું ભાગ્યશાળી, રંક ઉપર ધરિ રહેમ,
અભાગીઆને રવડાવી ચાલી, વિસરશે તું કેમ. શાંતિ. ૧૧
આળસ તો તારા અંગમાં નહોતું, કરતી અતિ ઉધ્યોગ;
કર્તવ્ય કરતાં દેહ ગણી નહી, વધી ગયો જેથી રોગ. શાંતિ. ૧૨
પંદર દીવસ પથારી વશ રહી, તજી દીધો તેં દેહ;
નામ તારૂં નથી નાશ થવાનું, મનથી ખસે નહીં એહ. શાંતિ. ૧૩
સન ઓગણીશેં એકવીશનો, જુન માસ રવિવાર;
ઓગણીસમીની સાંજ તેં સાધી, મરતાં ન લાગી વાર. શાંતિ. ૧૪

મરી ગઈ એવી ખબર પડતાં, ખૂબ પામ્યા સહુ ખેદ;
શાંતિ વિશ્રાંતિ સ્નેહી જનોની, જતાં થયો ઉદ્વેગ. શાંતિ. ૧૫
અંગ્રેજી અભ્યાસ કરીને, પૂરી કરી પતિ હોંસ;
ભણી ગણી મ્હારી મેના ઉડી ગઇ, કેમ મટે અફસોસ. શાંતિ. ૧૬
કોણ હવે કરશે પરિપાલન, હતી પતિ વિશ્રામ;
સારી સારી કહી સહુ સંભારે, જશ લઈ ચાલી સ્વધામ. શાંતિ. ૧૭
ઓ પ્રભુ આપે ત્યાં એવીજ આપજે, ગઇ ખરી દીલદાર:
તુજને ગમ્યું તે ખરૂં પ્રભુ તેમાં, ઉપાય નહી તલભાર. શાંતિ. ૧૮
અંતર મ્હારૂં બહુ અકળાયે, ગયું સર્વસ્વ તમામ;
શાંતિ તેં તો કીધા છેવટ મુજને, છેલી બાકીના રામોરામ. શાંતિ. ૧૯
મ્હારી સાથે રહી થઇ વેદાંતી, તેનો મળ્યો તને લાભ;
મરતી વેળાએ ધૈર્ય તજ્યું નહીં, ભલે તુટી પડયું આભ. શાંતિ. ૨૦
"ભલું થયું ભાંગી જંજાળ" એ, ભજન નરસિંહ ગાય;
નર્કનો કીડો નર્કથી છૂટે, તોય તેનો જીવ જાય. શાંતિ. ૨૧
પોપટને પીંજરામાં પૂરે, પાંખ બંધાઇ જાય;
છોડી મુકે તોયે પીંજર શોધે, માયામાં પ્રાણી બંધાય. શાંતિ. ૨૨
તોયે તું મેના ઊડી પિંજરથી, માયા તજી થઈ ન્યાલ;
મુક્ત થઇ તેથી પાછી ન આવી, વાટ જુવે માણેકલાલ. શાંતિ. ૨૩
બહુ ઉપયોગીને બોલાવી લીધી, વિધિએ તજ્યો વિવેક;
લેખ ત્હારો લખવા મને રાખ્યો, લખલખ કરતો છેક. શાંતિ. ૨૪
દિલ દલપત્તની કાવ્ય વાડીમાં, છૂટથી કર્યો વિહાર;
તારે માટે સહુ કાંઇ કરૂં હું, મળ તું એકજ વાર. શાંતિ. ૨૫



## ભાગ ૨ જો.

# શાંતિ ચરિત.

### દોહરો.

**આદર્શ અધુરા રહ્યા, હરસે કીયા ન હેત,**
**અબ પસ્તાયે કયા હુવા, જબ ચીડીયાં ચુગ ગઇ ખેત. ૧**

૧. અ. સૌ. શાંતિકુંવર ઉર્ફે શાંતિગવરી સુતરીઆ, શ્રીમંત ગાયકવાડ સરકારના વડોદરા સંસ્થાનના કડી પ્રાંતમાં આવેલા દહેગામની પાસે દેવકરણના મોવાડા નામના ગામડામાં સને ૧૮૯૩ માં જન્મી હતી. આ વિદૂષી બાઈનું જીવન પતિ સહવાસથી માંડી મરણ પર્યંત સ્વપતિમય હોઇ સ્વકર્તવ્યપરાયણ હતું, બાળપણ નિર્દોષ ગામડામાં ગામના પટેલ ગણાતા સ્વજ્ઞાતિમાં સન્માન પામેલા શેઠ મોટાલાલને ઘેર સાદાઈ તથા સરળતાના સહજ સુખમાં અને પ્રફુલ્લિત દોડધામમાં ગાળી, બાલ્યાવસ્થાને ઉચિત રમત ગમતમાં વ્યતીત કર્યું હતું. દેવકરણના મોવાડાથી પૂર્વ દિશાએ આશરે દોઢ માઈલ ઉપર ઉત્કંઠેશ્વર (ઇંટડીઆ) મહાદેવનું પવિત્ર સ્થળ આવેલું છે. અને પશ્ચિમે ૭ માઇલ ઉપર પ્રાંતિજ રેલવેનું દેહગામ સ્ટેશન આવેલું છે. દહેગામથી અમદાવાદ જવાય અવાય છે. અને મોવાડાવાળાનો સંબંધ દેહગામની આસપાસના નવ ગામોમાં હોઇ મુખ્ય શહેરી જરૂરીઆતો માટે તેમને અમદાવાદ સાથે સંબંધ રાખવો પડે છે.

૨. ગુજરાતના પાટનગર અમદાવાદમાં માંડવીની પોળમાં શેઠની પોળમાં મરહૂમ શેઠ કશનલાલ ન્યાલચંદ જે એક વખત શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં નાયબ સુબાના માનવંતા ઓહ્દાપર બિરાજમાન હતા. અને અમદાવાદમાં પણ મ્યુનિસિપાલિટી વગેરેમાં ઓહ્દા ભોગવી શ્રીમંત બ્રીટીશ સરકારના માનનીય વર્ગમાં હતા, તેઓ મોવાડાવાળા શેઠ મોટાલાલના સગા સ્નેહી હોવાથી મોટાલાલ એક દીવસ તેમને મળવા અમદાવાદ ગયા હશે, ત્યારે અને ત્યારબાદ, શાંતિકુંવર, મોટાલાલની દીકરી પાર્વતીની દીકરી હોવાથી, રા. બા. કશનલાલને ત્યાં જતાં આવતાં એમને ત્યાંની રૂડી રીતભાતના સંસ્કારવાળી થયલી.

૩. શ્રીમંત ગાયકવાડ સરકારનું નવસારી પ્રાંતનું ગામ વેશ્મા એક રળીયામણું સ્થળ છે. ત્યાં રૂના મોટા વેપારી લખેશરી મરહુમ શેઠ પ્રાણવલ્લભદાસ ઉર્ફે પ્રાણજીવનદાસ મોટા જીનના માલીક હોઇ આસપાસ સારી નામના મેળવી સ્વકાર્ય કરી સ્વધર્મે નિષ્ઠ સરળ જીવન પસાર કરતા હતા. તેમનું લગ્ન દેવકરણના મોવાડાની એક સ્વરૂપવતી સ્ત્રી રત્ન યમૂના ઉર્ફે જમના સાથે થયું હતું. દેવકરણના મોવાડા તરફના દશાનાગર જ્ઞાતિના સજ્જનો કન્યા વિક્રયને પાપ તરીકે સ્વીકારવાનું આચરણ કરતા નથી. રૂ. ૭૦૦૦] સાત હજારનો આશરો આપી શેઠ પ્રાણવલ્લભદાસે આ બાઈ જમના સાથે પાણી ગ્રહણ કરી સ્વસદન શોભાવ્યું હતું. તેમને ગજરાકુંવર નામે પહેલું પુત્રી રત્ન પ્રાપ્ત થયલું. બીજી પુત્રી લલિતા નામે હાલ હયાત છે. અને તેનું લગ્ન સુરતના અમદાવાદી દશાનાગર વિભાગના જ્ઞાતિ શેઠ મગનલાલ ભાઇદાસ લાલાજી સાથે થયું છે. જેઓ થાણા જીલ્લામાં ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટીના માનવંતા ઓહ્દા ઉપર હાલ બીરાજે છે. અને મરહુમ

સ્વર્ગસ્થ સૌ. ગજરાકુંવરના ભાઇ શેઠ મણીલાલ પ્રાણજીવનદાસ બી. એ. સુધી અભ્યાસ કરી વિદ્વત્તા પ્રાપ્ત કરી આજે વેસ્મામાં તેમના પિતાના ગુજર્યા બાદ તેમનો માનવંતો ધંધો ધમધોકાર ચલાવી રૂના વેપારી વર્ગમાં પ્રમુખ પદ ભોગવી સર્વ સદ્‌ગુણ સંપન્ન હોઇ સ્વકીર્તિ તથા મોભો જાળવી રહ્યા છે.

૪. સુરત સંઘાડીયાવાડમાં સુતરીઆ કુટુંબ સ્વજ્ઞાતિમાં જાણીતું ઘણા વર્ષોથી પોતાની ગરીબાઇ છતાં આબરૂ સાથે કુટુંબ નિર્વાહ ચલાવતું હતું. એ કુટુંબમાં વડીલ મોતી જગુ વાછરડાના પુત્ર રા. ચુનીલાલ મોતીરામ રેલવે નોકરીમાં જીવન વ્યતીત કરી તા ૧૦ જુલાઇ ૧૮૭૩ ને રોજ અમદાવાદ મુકામે ગુજરી ગયા. એક વિધવા બાઇ શ્યામકુંવર જે હાલ હયાત છે તે, તથા મોટો દીકરો છોટાલાલ, તથા નાનો દીકરો માણેકલાલ, તથા એક દીકરી નામે ભાગીરથી જે તા. ૧૦ જુન ૧૮૯૧ ને રોજ સ્વર્ગસ્થ થઇ તે, એટલાં પાછળ મુકી રા. ચુનીલાલ પોતાની ૩૨ વર્ષની નાની વયમાં ગુજરી ગયા. માણેકલાલ સુતરીઆના પ્રથમ વિવાહ ( લગ્ન ) તા. ૨૩ જાનેવારી ૧૮૯૩ ને રોજ લગભગ ૨૬ વર્ષની વયે વેસ્માના શેઠ પ્રાણવલ્લભદાસની મોટી પુત્રી ગજરાકુંવર સાથે થયલા. સૌ. ગજરાકુંવરનું અવસાન તા. ૪ ફેબ્રુઆરી ૧૯૦૦ ને રોજ થયું. તે ભાગ્યશાળી બાઇ વેસ્માના હાલના શેઠ મણીલાલ પ્રાણજીવનદાસનાં ભગિની થતાં હતાં.

૫. શેઠ મણીલાલ પ્રાણજીવનદાસ મુંબઇ વગેરે સ્થળે કોલેજમાં અભ્યાસ કરતા હતા. અને તે પ્રસંગે અમદાવાદના શેઠ કેસનલાલ ન્યાલચંદ સાથે તેમનો સારો સંબંધ હોવાથી તેમને ત્યાં એમનો

કેટલીક વાર અમદાવાદમાં મુકામ પણ થતો હતો. તે દર્મ્યાન માણેક-લાલ સુતરીઆ વિશે શેઠ કશનલાલ ન્યાલચંદને ઉંચો મત અને અભિપ્રાય બંધાયાના પ્રસંગ આવેલા, અને તેઓ માણેકલાલ સુતરીઆને માનની નજરે જોતા.

૬. શેઠ કશનલાલ ન્યાલચંદ કન્યાવિક્રયના કટ્ટા શત્રુ હતા. છતાં કન્યાવિક્રયથી થતા ગેરલાભ જ્યાં ન હોય ત્યાં તેના કન્યાવિક્રયમાં સમાસ કરતા નહી; એક અપવાદ રૂપ એમને એમ લાગ્યું કે શાંતિ-કુંવર તથા માણેકલાલના વિવાહ બેઉ પક્ષને લાભદાયી છે. કેમકે માણેકલાલનાં વેશ્મા વાળાં ધર્મ પત્ની સૌ. ગજરાકુંવર ગુજરી જવાથી તે વાત એમને ત્યાં મોવાડેથી આવેલા શેઠ મોટાલાલને કહેવામાં આવે તો મોટાલાલની દીકરી બાઇ પાર્વતીની છોડી સામી ( શાંતિ કુંવર ) નું હિત જળવાશે. એમ ધારી તેમણે મોટાલાલને તે વાત કરી. જેને પરિણામે, જોકે તે દર્મ્યાન મોટાલાલ મોવાડે પાછા ગયા બાદ માંદા પડી મરણ પામેલા છતાં, તેમની આજ્ઞા મુજબ "સિંહના બચ્ચા સિંહ હોય" એ તેમના વાક્યનું માન જાળવી સ્વજ્ઞાતિ તરફની હરેક અડચણ નહીં ગણકારતાં દૃઢ સંકલ્પથી સુરત મુકામે સુરતની જ્ઞાતિએ કંઇ કંઇ અડચણો આણ્યા છતાં એમના પુત્ર આશાલાલે મક્કમ રહી. સન ૧૯૦૨ માં માણેકલાલ સુતરીઆ જોડે સૌ. શાંતિકુંવરનો હસ્ત મેળાપ કરાવ્યો. શાંતિકુંવર એ શાંતિકુંવરીનું લાડવાચક નામ છે. શાંતિકોર, શાંતિ ગવરી, વગેરે નામો મશહૂર છે. આ લગ્ન એવાં આવકાર દાયક નીવડયાં કે શાંતિના શુભ પનોતાં પગલાંથી ઘરમાં ધન ધાન્ય સુખ સંપત્તિ પણ ધીરે ધીરે ડોકીયાં કરવા લાગી. આ શાંતિકુંવર

સાથે આટલે દૂર છતાં લગ્ન થવા પ્રસંગ કેમ આવ્યો તે જાણુવા જેવી બીના છે.

૭ સુરતની અમદાવાદી દશાનાગર જ્ઞાતિમાં એક સાધારણ પૈસાદાર કુટુંબ રહેતું હતું. અને તેનો મુખ્ય પુરૂષ હરગોવનદાસ નામે કાપડનો વેપારી હતો. તેની સ્ત્રી રામકુંવર નામે હતી. અને તેઓ મુંબઇમાં બંદર આગળ એક માળામાં રહેતા. ત્યાં પૈસા કમાઇ હાલ સુરત આવેલા હતા. તેમને એક લખમીદાસ નામે દીકરો અને જેકોર તથા મણી નામે બે દીકરીઓ હતી. આ કુટુંબ કમનશીબ હોઇ ધીરે ધીરે દુઃખી સ્થીતિમાં આવતું ગયું. એ રા. માણેકલાલનું દૂરનું મોસાળ કહેવાય. લખમીદાસને સેંકડો રૂપીઆ ખરચી એક પાંચાની રૂપાળી કન્યા નામે મંછાકુંવર ઉર્ફે મંછી સાથે પરણાવ્યા પણ લખમીદાસ લાડમાં ઉછરેલા હોવાથી એક ડાગળી ખસી ગયલી જણાઇ અને બાઈ મંછીનું ચલણ ઘરમાં થવા પામ્યું. બાઇ જેકોર નાની વયમાં બાળ વિધવા થઇ, મુંબઇમાં તેનો ધણી હોવાથી તેની દુકાન વેચી સાટી સુરત આવી રહી. સુરતમાં રામકુંવરની અને જયકુંવરની રીતભાત ન્યાતને શંકાસ્પદ જણાઇ ન્યાતવાળાઓએ લક્ષ્મીદાસને પાંચાની કન્યા લાવવા નિમિત્તે અને સ્ત્રી વર્ગને રીતભાત સંબંધે જ્ઞાતિ બ્હાર કર્યા. રા. માણેકલાલનું કુટુંબ ગરીબાવસ્થામાં હતું. અને બાલ્યાવસ્થામાં વારંવાર એમનું રામકુંવરને ત્યાં જવું રહેતું થતું. તે દરમ્યાન કંઇક કટેવ કુવચનોના પાઠ રા. માણેકલાલને તે સ્ત્રીઓ પોતાની મોજ તથા હાસ્યને ખાતર શીખવતી અને માણેકલાલ ભોળો બાળક, બટુક બચુ, કણુ, તે સઘળું નિર્દોષ છતાં શીખ્યો. માણેકલાલનું લાડનું નામ તેના પિતા રા. ચુનીલાલે

"કુબુ" "કુબુડી" પાડયું હતું. તેથી તેના બાળ સ્નેહીઓને "કુબુતર" કહી તેને ખીજવવાનું ઠીક બની આવતું.

૮ એ બાઇ જેકોરના મા બાપ એકેક દીવસને અંતરે ગુજરી ગયા અને એનો ધણી પણ મુંબઇમાં ગુજરી ગયો. તેથી એ હવે સુરત આવી રહી અને એણે ન્યાતમાં આવવા અરજ કરી. ન્યાતવાળાએ મોટે મંદીરે વૈષ્ણવ માર્ગના મહારાજ મારફત જેકોરને પાવન કરાવી, ન્યાતના એક અગ્રેસર ઘેલુ ફીરપારામને તેની દેખરેખ છ મહીના રાખવા આજ્ઞા કરી. સદરહુ મુદત વીત્યાબાદ ન્યાતમાં લેવા નક્કી કર્યું. પરંતુ ઘેલુ ફીરપારામે તે છ માસ દરમ્યાન ન્યાતની આજ્ઞાનું ઉલ્લંઘન કરી સદરહુ બાઇ સાથે ભોજનાદિ વ્હેવાર શરૂ કીધો. તેથી ન્યાતે તેને પણ ન્યાત બ્હાર મુકયો અને બાઇને ન્યાતમાં લેવાનો વિચાર માંડી વાળ્યો, હરેક ન્યાતમાં ન્યાતિ બંધન તોડવાના કારણો બની આવે છે અને ન્યાતની સત્તા સામે અસહકાર ઉભો થઇ ન્યાતની સત્તા ધીરે ધીરે ઓછી થતી જાય છે. જે વેળા ન્યાત "ગંગાનો પ્રવાહ" કહેવાતી હતી. તે વેળા "ન્યાતથી કોઇ મોટું નથી" એ વાકય સાર્થક ગણાતું. રા. ઘેલુ ફીરપારામે ન્યાતના મોટા ભાગ સાથે ખાનગી ભોજનાદિ વ્હેવાર વધારી મોટો પક્ષ કર્યો અને મહાજને તેને પાવન કર્યા છતાં ન્યાતે તેના વિરૂધ વર્તન ચાલુ રાખ્યું. રા. માણેકલાલને આ પક્ષમાં પરાણે ખેંચનાર રા. નાનાલાલ કેશવલાલ જે સન લાઈફ વીમા કંપનીના એજંટ હતા, તેમણે આખર તેનો પક્ષ કંટાળીને છોડી દીધો. પણ રા. માણેકલાલે ઘેલુભાઇને હાથ આપ્યા પછી ભરદરીએ છોડી દેવું ઉચિત ધાર્યું નહી. આ વેળા રા. માણેકલાલ સુરત તથા ભરૂચ ડીસ્ટ્રીકટ કોરટની સનદ મેળવી વકીલાતનો ધંધો કરતા હતા. મામલો પૂર જોસમાં કોરટે

ચડ્યો અને સુરતમાં કીલ્લામાં ન્યાતી ગૃહસ્થોનો મેળો ભરાવા લાગ્યો. ઘેલુભાઇની સાથે ખાનગી ભોજન કરનારા ન્યાતવાળાઓએ તેનો પક્ષ છોડી દીધો. તેની સાથે ભોજન કરનારાઓમાંના ઘણાખરા પોતે જમ્યા નથી એમ કહી મુક્ત થયા. ન્યાતે તેમનું તે કથન જાણી બુઝી ખુશીથી સ્વીકાર્યું. રા માણેકલાલ તથા તેના અનુસંગી ઘેલુભાઇના ભત્રીજા રા. ભગવાનદાસ તથા રા. ઠાકોરદાસ વગેરેને તેવું કથન કરવા ઉપરાચાપરી આગ્રહ ચો તરફથી થયો. પરંતુ તેમણે જ્ઞાતિ સમય પોથીમાં અભણ હોઇ સમયસૂચકતા વાપરી નહી, ન્યાતિ પાડ સ્વીકાર્યો નહી, અને વણિક છતાં વાણીઆગત રાખી નહીં, તેથી તેઓ ન્યાતિ બ્હાર મુકાયા.

૯ એ અરસામાં રા. માણેકલાલના વેસ્માવાળા પત્ની સૌ. ગજરાકુંવરનું અવસાન થયલું, તે ન થયું હોત તો વેસ્માવાળાનો પક્ષ સબળ હોવાથી ન્યાતિ સમય પોથીના કાનુનોને અનુસરી રા. માણેકલાલનો ઇનસાફ જુદીજ રીતે થાત. પરંતુ રા. માણેકલાલનું ફરી અ. સૌ. શાંતિકુંવર સાથે પાણિગ્રહણ થવું નિર્મિત હશે તેથીજ આ ન્યાતિબ્હારનો પ્રસંગ નક્કી થયો.

૧૦ રા. ઘેલુભાઈ ઉસ્તાદે માર્ગ દર્શાવ્યો. રા. માણેકલાલ પોતાની ઇચ્છા વિરૂદ્ધ મમતને ખાતર કન્યાની શોધમાં ચાલ્યા. દેવકરણના મોવાડા વગેરે ગામોની કન્યાઓ નિરીક્ષણાર્થે આવી પરીક્ષણ કરી છેવટ પસંદગી શાંતિકુંવર ઉરફે સોમી તરફ થઇ. સોમવારે જન્મેલી તેથી સોમી નામ પડેલું, તે શશિવદની શશિસમાન શાંતિદાયક હોવાથી શાંતિ નામને પ્રાપ્ત થઇ.

૧૧ સોમીનો મામો આશાલાલ મોટાલાલ તેને તેડી અમદાવાદ સ્ટેશન સામેની વીશીમાં એક ઓરડીમાં બેઠો છે. રા. માણેકલાલ ત્યાં હાજર થાય છે. તે પ્રસંગે ગરીબ માણસને રૂા. ૨૦૦૦) બે હજારમાં કન્યા લેવાની ઇચ્છા, પણ કન્યાના માબાપને નવ વર્ષની કન્યાના નવ હજાર પણ ઓછા પડે, એ તે તરફના માણસોની પ્રકૃતિ પડી ગયલી એટલે તેમનો શો દોષ ? ફેર તો ઘણો રહ્યો. ચોકઠું બેસે એમ જણાયું નહી. પણ દૈવે નિર્માણ કરેલું. તે કોઇથી ફરે નહી. વિધિલેખ મિથ્યા થાય નહી. શાંતિકુંવર તે ગજરાકુંવરજ જુદે રૂપે પાછા આવી મળ્યા હોયની તેમ ભાસવા લાગ્યું.

૧૨ હવે કન્યાના બાપે ખાવા માટે નાણાં કેટલાં લેવાં તેનો વાદ ચાલ્યો. ખેંચતાણ કરતાં રકમ રૂ. ૨૦૦૦) બે હજાર ઉપર ગઈ. કયાંથી આપવા તે પ્રભુ જાણે. લીલામમાં વધનાર ભાન ભુલો થઈ જાય છે; તોપણ રૂા. ૨૫૦૦) પચીશસો સુધી વધતાં કહે પ્રાણ આવ્યા. પણ અમદાવાદી ગૃહસ્થ સાથે સુરતી ભોળા માણસનો પ્રથમ વહેવાર કેવો હોય તે અનુભવીજ જાણે. હવે સેંકડે નહી વધતાં પચીશ પચાશનો વધારો કરતાં આખરે રૂા. ૨૮૦૦) અઠાવીશશો સુધી વધતાં રા. આશાલાલ જેવા સમજુ ગંભીર અને ડાહ્યા માણસને સમજ પડી ગઈ કે હવે સુરતી "બકરા" માં વધુ કસ રહ્યો નથી. તાણતાં તૂટી જશે, પૈસાને પરમેશ્વર કરવા કરતાં પોતાની ભાણીને માટે આ વિદ્વાન વકીલ વર યોગ્ય પતિ છે. અને હાલ વધુ આપી શકે એમ હોત તો પણ ભવિષ્યમાં તેનો ગેરલાભ થશે; અને હાલ વધુ નહી આપે તો પણ એના પર ભરોસો મુકવાથી ભાણીનું ભવિષ્ય સુધરી ભવિષ્યમાં દૂધે કોગળા કરશે, કંકુએ પગલાં ભરશે, એમ તેણે વિચાર્યું.

૧૩ હવે આ મામેરૂં તો શેઠ કસનલાલ ન્યાલચંદને ત્યાં જવા તૈયાર થયું. ત્યાં જે આંકડો છેવટ ઠરે તે ખરો. શેઠ કશનલાલની સામે મફતલાલને ત્યાં સોમીબાઇ નવ વરસની ઉમરે લટકમટક કરતાં ચોકમાં પાટ ઉપર બાળવયની સૌમ્ય મૂર્તિ શોભતા હતા. ( એ ચિત્ર ઉપર રા. માણેકલાલે લખેલી કવિતા નીશાની ૧ થી આ પુસ્તકમાં છાપી છે. ) એવામાં તેમનાં સગાં પૈકી ચતુર, પૈસા કઢાવવામાં કુશળ અને રકઝક કરી સોદો નક્કી કરવામાં નિપુણ બાઈ ગલાબબા પધાર્યાં. તેમણે તો રૂ. ૫૦૦૦) પાંચ હજારમાં એક પઈ ઓછી નહી કહેતાની સાથેજ નિરાશ થયલો માણસ ચિત્ત રૂપી દારૂગોળામાં દીવાસળી મુકાતાં જેમ ચમકે તેમ ચોંકેલા માણેકલાલના ચક્ષુ, હૃદય અને પ્રાણ ત્રણે સાથેજ એવા તો ચમકયા કે ન પૂછો વાત. ફાંસીને લાકડે લઇ જવાયલા સખસ જેવી કફોડી સ્થિતી થઈ પડી. " ના મ્હારે તો નથી પરણવું, હવે મને સીધો પાધરો જવાદો " એવા ભણકારા વાગવા માંડયા. આ સઘળી વાત તરફ ડાહ્યાડમરા સોમીબાઇના કાન સચોટ લાગી રહ્યા હતા. અને તેના ચક્ષુ નવા મ્હેમાન રા. માણેકલાલ તરફ છાના છાના ખેંચાતાં હતાં. હાં હાં કરતાં છેવટ રૂ. ૩૫૦૦) હોય તો કબુલ, નહી તો સહુ સહુને ઘેર. એમ ગલાબબાએ દરખાસ્ત મુકી. રૂા. ૨૮૦૦) ઉપર એક પઇ પણ કયાંથી કાઢવી ? રૂા. ૨૮૦૦) પણ કેમ અને કેવા થાય ? તે વિચાર આવતાંજ સાફ " ના " કહી રા. માણેકલાલે ચાલવા માંડયું અને સોમવારની સૌમ્ય સોમીએ પૃચ્છના કરી કે કેમ ? ગયા ? શું થયું ? આ સાંભળી ગલાબબાએ રા. માણેકલાલને પાછા બોલાવ્યા અને શેઠ કશનલાલ પાસે લઇ ગયા, તેમણે બેઉ પક્ષને અનેક રીતે સમજાવી કહ્યું કે "હું કન્યાવિક્રયનો કટ્ટો શત્રુ છું. પરંતુ આમાં બેઉ

પક્ષનું હિત જળવાશે એમ મારી ખાત્રી છે. માટે લોભ છોડી દઇ આ યોગ્ય વરને ખુશીથી આ છોડી દઇ કૃતાર્થ થાવ." અને તેમણે રૂા. ૩૨૦૦] બત્રીશસો નક્કી કરી રૂા. ૭૦૦] સાતસેંનું પલ્લું મળી રૂા. ૩૯૦૦] નું નામ પાડયું અને તરતજ તે સ્થળે કરાર લખાયા. સહી શાખ થઇ. સર્વ રાજી થયાં. સોમીબાઈને ખબર પડતાં તે પણ ખુશ થયાં. પણ રૂા. ૩૯૦૦] નું કેમ ?

૧૪. ગરીબાઇ કેવી છે ? ગરીબાઇને નફ્ટ કાગડી કહીએ તોએ ચાલે. લક્ષ્મીની જ્યાં કૃપા છે તેને તો કંઇ હિસાબ નથી. પણ નિર્ધનને તો એક પઈ માટે ઝેર ખાવાના પ્રસંગ આવે છે. એ જેને વીતી હોય તેજ જાણે. પરણ્યો પીડાએ મરે ને કુંવારો કોડે મરે, એક તરફથી હરખ અને બીજી તરફથી હડખવા. ચિંતા ચિતા સમાન છે. માત્ર બિંદુનો તફાવત છે. પરંતુ સુજન તે સુજન. દુનિયાદારી સમજનાર ગમે તેમ ગમ ખાઇને પણ મુદ્દો ચુકતા નથી. તેમજ થયું. રા. આશાલાલે અનેક રીતે ગમ ખાધી. મુદ્દો સાચવી લીધો, અને કાર્ય સાધ્યું. હવે લગ્ન તરત થવાં જોઇએ, અમદાવાદમાં કરવાં કે સુરતમાં ?

૧૫. સૌ૦ ગજરાકુંવરને ક્ષય થયો હતો. તે દરમ્યાન તેણે અંતકાળે ડાહ્યા સન્નિપાતમાં કે કોણ જાણે કેમ, રા. માણેકલાલ પાસે દૂર પડેલી એક ગાંસડી મંગાવી તે છોડાવી અને જેમની તેમ પાછી બંધાવી. ગાંસડીમાંથી માંગ્યુ કે લીધું કંઇ નહી. આમ કરવાનું શું પ્રયોજન તે તે વખતે તરત સમજમાં આવેલું નહીં. પરંતુ એક ગાંઠ છૂટે છે અને બીજી બાંધજો એવી ઇચ્છા પ્રદર્શિત કરી હોય એમ જણાયું. દરેક પતિને પોતાની પ્રિય પત્નીના મૃત્યુથી આવું

આવું ઘણું કહેવાનું હશેજ, પણ ઘણું તો મુંગો ગોળ ખાઈ મનમાંને મનમાં મુઝાય, તેમ બીજાને કહેવા જેવું ભાગ્યેજ હોય, ભાગ્યેજ કહી શકાય, આતો પરિપૂર્ણ થયલું તળાવ જેમ છલકાઈ જાય તેમ કંઇ કંઇ શોકના ઉદ્ગાર પુસ્તક રૂપે બહાર પડવા પામ્યા છે. "હું શું કહું કથની મ્હારી આજ" એમ મનમાં સઘળું ઉપર નીચે થઇ રહ્યું છે. ગજરા કુંવરના ગુજરવાથી માણેકલાલે તો એવુંજ મનમાં ધારેલું કે ફરી લગ્ન કરવું નથી, છતાં ન્યાતની લડત શા નિમિત્તે થઇ હશે? મમત ભરાયો કે ખાઇ જેકોર અને ઘેલુભાઇ બેઉ ન્યાત બહાર અને મહાજન બહાર હોવાનું વગર દોષે ન્યાત ખોટું જણાવે છે. આવી સમજથી તે વાત ખોટી પાડવા માટે એક કન્યા બહારથી લાવી સુરતમાંજ લગ્ન ક્રિયા કરવી. એવું નક્કી કર્યું. એટલે રૂા. ૩૯૦૦) ઉપરાંત લાગતા વળગતા માણસોનો રેલ્વે ભાડું વગેરે ખર્ચ કબુલ કરી સુરત સઘળાને તેડાવ્યા અને સુરતમાં લગ્ન સમારંભ ચાલુ થયો.

૧૬. ઘરમાં લગ્નની તૈયારી ચાલી. પાડોશના વાડામાં લગ્નની ચોરી બંધાઇ. લગ્નમાં સેંકડો રૂપીઆ ખરચી જે ધામધુમ થાય છે તે થવા પામી નહી. પણ હરખની દોડધામ ઓછી ન હતી. ન્યાતિ ઝગડો અને દ્રવ્યની તાણુ. એ બે કારણે ટુંકામાં પતાવ્યું. પણ ન્યાતવાળા જંપીને બેઠા નહીં. તેમાંના અગ્રેસરોને તો અત્યંત મુઝવણ થઇ. આ લગ્ન કેમ અટકે તેના હરેક અનેક ઉપાય લાગતા વળગતાએ યોજ્યા. ઘેલુભાઇ ઉસ્તાદે આ લગ્ન કેમ સાંગોપાંગ ઉતરે તેની વ્યવસ્થા એક સૈન્યાધિપતિને છાજે એવી રીતે ઉઠાવી. મોતીલાલ ફોજદારના વખતથી ઘાઘરાપલટણનો એમને સારો અનુભવ હતો. પોતે અખાડાના ઉસ્તાદ હતા. અને શારીરિક તેમજ માનસિક દાવપેચ પણ જાણુતા હતા. જ્ઞાતિવાળાનો ઝગડો માણેકલાલ વિરૂદ્ધ

દેખીતી રીતે છતાં વાસ્તવિક રીતે ઘેલુ કીરપારામની વિરૂધ હતો. માણેકલાલ તો નિમિત્ત માત્ર મૂઢપણે પકડાઇ ગયા હતા. ઘેલુભાઇને ન્યાતના લોકો સાથે ખાનગી ભોજન વહેવાર કરાવી હરેક રીતે ન્યાતમાં લેવા કોશીષ કરનાર, ફરી તેને અડધે દરીએ ડૂબાડી તજી દેનાર, અને તેને રા. માણેકલાલ વગેરેએ તજ્યો નહીં તેથી મનમાં ખોટું લગાડનાર રા. નાનાલાલે ન્યાતવાળાની માણેકલાલ તરફ મીઠી નજર છતાં ન્યાતવાળાને ઉસ્કેરી ખટપટ શરૂ કરી. અનેક ભંગાણો પડયા. માંહોમાંહે લડાવ્યા. કન્યાની માને સમજાવી હજાર બે હજાર વધારે અપાવવાની લાલચ આપી નવા મુરતીઆ (વર) બતાવ્યા બહારથી આવેલા કન્યાના સગામાંથી કેટલાકને ફોડયા. કન્યાનો બાપ લોભી તથા કંઇક વિચિત્ર વિચારનો તેને બહેકાવ્યો પણ કન્યાની મા બાઇ પાર્વતી ગામડાની છતાં એક શહેરી સ્ત્રીને પણ ઘડીભર નીચું જોવડાવે એવી સમજુ વિવેકી તથા ટેકી—તે એકની બે થઇ નહીં; ત્યારે કન્યાને ઉંચકી લઇ જઇ નસાડી જવાનો ગુન્હો કરવા સુધી પ્રયત્ન ચાલ્યા પણ ઘેલુભાઈ ઉસ્તાદની આગળ કોઇની ઉસ્તાદી ચાલી નહી. સર્વ કોશીશોને કળી જઇ તે નિષ્ફળ થાય એવી સામી કોશીશો કરી, અસ્ત્ર શસ્ત્ર સામે તેનું બળ હરનારા શસ્ત્રાસ્ત્ર મુકી સર્વ જ્ઞાતિ ભાઇઓને પાણી પાય એવા ઘેલુભાઇ ઉસ્તાદ હતા. હતા તો પોતે નિર્ધન પણ ન્યાતમાં એવો બળવીર પાકવો મુસ્કેલ છે. આખરે રા. માણેકલાલના વડીલ ભાઇ રા. છોટાલાલને ઘેલુભાઇ સાથે લડાવ્યા પણ ઘેલુભાઇ એમ રીસ ચડાવી રણયુદ્ધમાં પાછી પાની કરી ખસી જાય એવા ન હતા હવે કન્યાના બાપે બધા રૂપીઆ રોકડા લેવા કહ્યું. નોટો લેવા ના પાડી તે પરથી માંહો માંહે સળગી. ન્યાતિ ગોરને લગ્ન વિધિ માટે આવતા અટકાવ્યો.

ગોરે હૅન્ડબીલ છપાવ્યા કે તેનો વડીલ દીકરો જુદો નીકળ્યો છે અને તે તેનું કહ્યું માનતો નથી. તે દીકરાએ આ લગ્ન કરાવવા કબુલ્યું. પણ આ યુવાન ગોરે લગ્ન કરાવતાં વર કન્યાના બેઉ પક્ષના પોતાના દાપા ઉપરાંત રૂા. ૨૦૦) કઢાવવા પેરવી કરી. કન્યાને વાંસે સાપેણ છે. માટે રૂા. ૨૦૦) ગોરને આપે તોજ તેનું પ્રાયશ્ચિત થાય. રા. માણેકલાલે કહ્યું "એ વિષે આપ જરાએ ચિંતા કરશો નહી. કન્યા જોવા ગયા ત્યાં કન્યા તો ઘણી આવી હતી. પણ જેને સાપણ હોય તેનેજ પસંદગી મળે એવી ઇચ્છા હોવાથી જાણી જોઇને સાપણ પસંદ કરેલીછે તેનું પ્રાયશ્ચિત કરવા કારણ નથી." આ ઉપરથી ચતુર અને ચાલાક ગોરે રકઝક છોડી દીધી. આ વેળા રા. માણેકલાલે તીજોરી તપાસી તો રૂા. ૨૦૦] ક્યાંથી આપે ? જેણે રૂા. ૩૨૦૦] જેમ તેમ કરી પૂરા કરેલા તેની પાસે માત્ર રૂા. ૧૧ સવા નીકળ્યો. રૂપીઆ ભરેલું વાસણ ઉપાડનાર રા. છોટાલાલ તથા રા. ભગવાનદાસને તેનો ભાર કન્યાના કરતાં ભારે લાગ્યો. પલ્લાંના રૂા. ૭૦૦) માટે આશરે રૂ. ૪૦૦) ના દાગીના આશાલાલે પરિસ્થિતિ તથા પ્રસંગ સમજી જઇ ત્રાહિતને ત્યાં મુકવાને બદલે રા. માણેકલાલના સગા નવલરામ અંબારામ સુખડીઆને ત્યાં અનામત મુકાવ્યા. જે તેણે રા. માણેકલાલને પાછળથી તરતજ પાછા આપી દીધા. આ પ્રમાણે તા. ૨૬ મે ૧૯૦૨ ને રોજ લગ્ન તો થયા. પણ તેમાં ઘણા વિઘ્ન આવ્યા. હરેક ન્યાતમાં ગૃહસ્થોને સહન શીલતા શીખવાના પાઠ તથા વૈરાગ્ય ઉત્પન્ન થઇ વેદાન્ત ભણવાની કસોટી અવશ્ય આવે છે. મેજીસ્ટ્રેટને તથા સબજજને પણ આ વેળા આ બાબતમાં ધ્યાન આપવા પ્રસંગ આવ્યો. મેજીસ્ટ્રેટ રા. લાખીઆ ન્યાત પક્ષ તરફ હતો. અને તેની કેટલીક

હકીકત મુંબઇ હાઈ કોરટના જજ પાસે કસમ ઉપર લેખી રજુ થઈ હતી. તેથી મી. લાખીઆને ત્યાંથી ઘેલુભાઇનો કેસ ટ્રાન્સફર થયો હતો. તેથી ,તે ચીડાયો હતો. સબજજ રા. સરૈયા લગ્ન પ્રસંગે સ્થળપર હાજર હોવાથી કંઇ હુલડ થયું નહીં. પરંતુ એ લગ્ન ગેર કાયદે કહી તે વિધિ પૂર્વક નહી હોવાનું જણાવી હેન્ડબીલો વિઘ્ન સંતોષી વિરોધી તરફથી વ્હેચવામાં આવ્યા. બનાવટી તારો તથા ગપ ગોળા ઉભા કરવામાં આવ્યા. અમદાવાદ કાગળો લખાવ્યા ખોટા તાર બહારથી આવેલા જણાવી મહેમાનોને બતાવવામાં આવ્યા કે "તમે આ લગ્નમાં સામેલ થયા તેથી અમદાવાદની ન્યાતે તમારૂં ઘર ન્યાત બહાર મૂક્યું." ગભરાટ ફેલાયો લાગતા વળગતામાં નાદાન અને ભોળા લોકમાં નાહક ગડાગોળ ચાલી રહી. કંઇક જતા રહ્યા- પણ તમામ વાત ખોટી ઠરી એક પત્ર મોવાડાના નવ ગામના પંચ ઉપર લખાયો કે "માણેકલાલ જેવો નીચ અને નાગો માણસ કોઇ નથી. દારૂનો બહુજ ખરાબ વ્યસની છે. શરાબનું ખાનું ખરાબ છે. એવા દારૂડીયાને કન્યા આપવાથી સદા પસ્તાવો રહેશે અને ન્યાત બહાર થયલા વટલેલા માણસને-મુસલમાન થઇ ગયલાને કન્યા આપતા પહેલાં પંચે માણસો નીમી તપાસ (મેઝર) કરવા જરૂર છે." આ પત્રથી નવ ગામની ન્યાતો ખળભળી ઉઠી, અને ભેગી મળી ગોરે પત્ર વાંચ્યો. ગોર બાપુલાલ પીતાંબર ડાહ્યો ઠાવકો અનુભવી હોવાથી તેણે એકજ વિચાર દર્શાવ્યો કે એવા માણસ માટે રા. કશનલાલ ન્યાલચંદ નાયબ સુબા જેવા ઠરેલ માણસ ભલામણ કરેજ નહી. ધીમે ધીમે સહુ ઠંડા પડયા પરંતુ ચાર માણસની સમિતિ નીમાઇ. તેઓ તપાસ કરવા નિમિત્તે નીકળવાની તૈયારી થઈ પરંતુ લગ્ન થઇ ગયાં એવા સમાચાર મળવાથી

તેઓ પાછા ફર્યા. સાચું સહુ જણાશે, વાગતું વાગતું માંડવે આવશે" એમ ગણી સ્વસ્થ થયાં. સુરતમાં તો લગ્નની ન્યાતમાં ન્યાતવાળા કોઇ જમે એમ હતું નહીં તેમજ રા. માણેકલાલ તે સમયની પરિસ્થિતિ જોતાં જમાડે એમ પણ હતું નહી પણ મોવાડે લગ્નની ન્યાતો કરવાની તેથી તે પ્રસંગે રા. માણેકલાલે પોતે નવ ન્યાત સમીપ જાતે હાજર થઇ સઘળો ખુલાસો કર્યો. "પુત્રના લક્ષણ પારણેથી, ને વહુના લક્ષણ બારણેથી" એ કહેવત ખરી છે. यदा यस्य मुञ्चति वाक्य बाणं तदा तदा जाति कुल प्रमाणम् તેમ માણેકલાલના ભાષણથી તરતજ સર્વને જણાયું કે અદાવતનું તોફાન છે. અદાવત અને કાવ્યાં ક્યાં સુધી અતિશયોક્તિ કરી પાયમાલી કરવા પ્રયત્ન કરે છે તે પરિપૂર્ણ સમજાયું. આ માણસ જે બીડી સરખી પીતો નથી, કોઈ જાતનું જેને વ્યસન નથી. પારકે દુઃખે દુઃખી થઇ ટેક જાળવી સત્યને ખાતર સઘળું વેઠે છે. વિદ્વાન છે. વકીલ છે. ભલો છે સરળ છે શાંત છે સદ્‌ગુણી છે. સત્યની પ્રીતિવાળો છે. વિનીત છે. વિવેકી છે. વગેરે વગેરે. કોઇ કંઇ ને કોઇ કંઇ કહેના કહેતા વિચારમાં સર્વે નિમગ્ન થયા.

૧૭. આ વેળા રા. માણેકલાલે મોવાડાની કન્યાશાળાની મુલાકાત લીધી. તો સર્વ છોડીઓમાં સહુથી છેલો નંબર સોમીનો હતો. એક ગીત ગવરાવ્યું તે બધીને આવડયું, પણ સોમીને આવડયું નહી. (આ ગીત ની. ૨ થી છાપ્યું છે.) એવી વિદ્યાભ્યાસ તરફ બે દરકાર સ્થિતિ જેની પ્રથમ હતી, તેજ સોમી કથીર કંચન થાય તેમ શાંતિકુંવર કહેવાઈ, સર્વત્ર માનનીય અને માન્ય ગણાઇ. લગ્ન સમાપ્તિ બાદ સુરતમાં પતિ સહવાસમાં રહેતાં એ ઉદ્યોગી પત્નીએ ઘર જંજાળ

ઉપાડી લીધો. પીયેરમાં માત્ર આળસમાંજ વખત ગાળેલો, કાંઇ પણ ગૃહશીક્ષણ કે અક્ષર કેળવણી લીધેલી નહીં. ચુલો સળગાવવાનું શિક્ષણ પણ અહીંજ લીધું, સવારે વ્હેલા ઉઠવાની ટેવ પડવા લાગી. " વ્હેલાં સુઇ જે સદા, વ્હેલાં ઉઠે વીર, બળ બુદ્ધિ ધન બહુ વધે, સુખમાં રહે શરીર. " એ કહેવત મોઢે કરી, જેનું અંગ્રેજી " Early to bed, and early to rise, makes a man healthy, wealthy and wise. " આગળ જતાં પાડે થયું. જાતે ચકોર અને ચપળ તેથી એણે સાસુ શ્યામકુંવર સાથે પ્રેમ વૃત્તિ તથા માયાળુ પણાંને વશ વર્તી આજ્ઞાકારી થઇ સ્વકાર્યકુશળ થવા માંડયું. એક રાત્રે તો સવાર પડી ગઈ એમ જાણી રાતે એક વાગે દીવો સળગાવી ચુલો સળગાવ્યો, ખબર પડી કે હજી તો મધ્ય રાત્રી છે, એટલે પાછી એક ઊંઘ કહાડી, એટલી ચીવટ અને ખંત તથા કાળજી હોવાથી આખું જીવન ઉમંગમાં અને ગૃહકાર્યના ઉત્સાહમાં આનંદ સાથે વ્યતીત કર્યું. સવારમાં પાંચ વાગે પાડ શરૂ થાય એ મુજબ ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ ધીમે ધામે વધાર્યો અને હવેથી "आलस्यं हि मनुष्याणां शरीरस्थो महा रिपुः नास्त्यु द्यमः समो बन्धुः कृत्वायं नाव सीदति । એ શ્લોક મોઢે કરી આળસ તજી ઉદ્યોગમાં મચ્યા પચ્યા રહ્યા.

૧૮. અમદાવાદમાં પાટડી દરબારનો ઉતારો છે ત્યાં ગયા તો ત્યાં સારો પોશાક હોરણી ચણીઓ પહેરેલાં. ઓઢણી ઓઢવાનો તથા છેડો ખેંચવાનો લટકો જોઇ કોઇ પણ જાણે કે ચતુર મુગ્ધા છે. રા. માણેકલાલ હાલના પાટડી દરબાર શ્રી દૌલતસિંહજીના અગાઉ શિક્ષક ( ટયુટર ) હતા. તેથી તે ઉતારેથી ખુશાલીની મીઠાઇ તથા

રૂપીઓ આપવામાં આવ્યો. એવામા સોમીને મુકીને સોમીની મા પાર્વતી પોતાને ગામ જવાની હતી. તેનાથી છૂટા પડતાં સોમી રોયાં કરે, પરંતુ બે પૈસાના મમરા સેવ અપાવ્યા. એટલેથી સંતોષ માની રોવાનું છોડી તેને ગામ જવા રજા આપી પોતે શાંત પડી, આવી નાની બાબતો પરથી મોટા વિચારો ઉત્પન્ન થઈ શકે છે એમ જાણી અત્રે આ વાતો નજીવી છતાં ખાસ લખી છે. આ વેળા રા. માણેકલાલના ભાઇ રા. છોટાલાલનું કુટુંબ અમદાવાદમાં ઘર રાખી રહેતું હતું. તેથી આ બેઉ કુટુંબ થોડો વખત ત્યાં ભેળા રહ્યા. તેવામાં રા. માણેકલાલને પગે ફોલ્લા થઈ ખરજવાની શરૂઆત થઈ. શાંતિકુંવર આ વેળા ગૃહકાર્યમાં મદદ કરતાં શીખી અને રા. માણેકલાલનું ખરજવું સારૂં કરવાની કાળજી તો મરણ પર્યંત રાખી. એવામાં રા. માણેકલાલને રતલામ સબજજના ઓદ્ધા ઉપર જવું થયું. ત્યાં શાંતિકુંવરને સાથે લીધા. મુગ્ધાવસ્થામાં મુસાફરી તથા પતિ સહવાસ થવાથી ધીરે ધીરે પૂર્ણ પ્રેમ પ્રગટ થઈ પ્રકાશવા માંડ્યો.

૧૯. રતલામના મરહૂમ દીવાન સાહેબ ખા. બા. ખરસેદજી થાણાવાલાને ગુજર્યાને એક વરસ થયું હતું. પી. બાબુરાવ તેમની જગ્યાએ દીવાન પદે આવેલ હતા. રા. માણેકલાલ સુરતમાં વકીલાત કરતા હતા. એવામાં સબજજની જગ્યા ખાલી છે અને તે લગભગ છ સાત મહીનાથી હજી પુરાઈ નથી. એમ જણાતાં રા. માણેકલાલ રતલામ ( રત્ન લલામ ) ગયા. ત્યાં પી. બાબુરાવને મુકામે ખબર કહાડતાં તેઓ સાહેબ રતલામ હાઇસ્કુલના મકાનમાં મેલાવડામાં પ્રમુખ પદે બીરાજમાન હતા. ત્યાં પ્રથમ મુલાકાત થઇ. ત્યારથી પ્રથમ દર્શનેજ પી. બાબુરાવની સહજ પ્રીતિ માણેકલાલ ઉપર થતાંજ તેમણે સ્વકાર્યથી પરવારી માણેકલાલને પોતાને મુકામે લીધા.

અને એક પખવાડીયું મુકામ ઉપર મેહમાન તરીકે રાખવાનો અલભ્ય લાભ આપ્યો. તે દરમ્યાન તેમણે રા. માણેકલાલને કામકાજથી વાકેફ કરી સબજજની જગ્યાએ નેમણુક કરી રાજા સાહેબ શ્રી સજ્જન સિંહજીનો હુકમ મેળવ્યો. આ નીમણુક થઇ તેથી સ્વપતિ સાથે પતિ રત્ન લલામ સૌ. શાંતિકુંવરનું પણ રતલામ રહેવું થયું. એ વેળા દીવાન સાહેબનો ખાસ માણસ "હરી" નામનો બ્રાહ્મણ હતો. તે રા. માણેકલાલના પટાવાળા તરીકે સોંપવામાં આવ્યો. અને આખા રતલામમાં રા. માણેકલાલની આબરૂ વધી. કે નવા સબજજ દીવાન સાહેબનું ખાસ પ્રીતિ પાત્ર છે. થયું પણ તેમજ. શ્રી રાજા સાહેબ પાસે રા. માણેકલાલના કામની, કાયદાના જ્ઞાનની, હુશીઆરીની ઘણી ઘણી તારીફ મે. દીવાન સાહેબ કરવા લાગ્યા. અને તેમની મોટી દીકરી બનાબાઇ સાથે શાંતિ કુંવરને બેનપણા થઇ ગયા. અને દીવાન સાહેબના ધણીઆણી બહુજ દયાળુ, માયાળુ, શ્રદ્ધાળુ, ભક્તિવાન સ્ત્રી રત્ન હતાં. અને તે દરેક પર માયા રાખે એવા હોઇ શાંતિ કુંવરને પોતાની દીકરી માફક ગણી પરોણા ચાકરી કરવા લાગ્યા. અને શાંતિ કુંવરે એમની પાસે કેટલાક સારા ગુણો શીખી સંઘરી લીધા. હવે સૌ. શાંતિકુંવર બાઇ સાહેબ થયાં. કોઇપણ "બાઇ સાહેબ" સીવાય બીજા ઉપનામથી બોલાવે નહી. એમના મા પાર્વતી મોવાડેથી ડાયુલાલ નાથજીને તેડીને મળવા આવ્યા. દાળીયા પતાસા લેતા આવ્યા. તે પોતાની છોડી સોમીને આપ્યા. અને મે. દીવાન સાહેબને ત્યાં આ કીમતી પ્રસાદ મોકલાવ્યો. દીવાન સાહેબ બી. એ. એલ. એલ. બી. હોઇ અંગ્રેજી સાયન્ટીફીક પદ્ધત વાળા અને સુધરેલા વિચાર તથા આચારવાળા પણ સરળ માર્ગના અને ગુણ ગ્રાહક હતા. સર ન્યાયાધીસ એક કાસ્મીરી રા. પંડિ

મોહન નાથજી મુન્સી. બી. એ. એલ. એલ. બી. હતા. તે પણ રા. માણેકલાલ પર પોતે વડીલ બંધુ હોય એવા પોતાના આ નવા કનિષ્ઠ બન્ધુ પર પ્રેમ રાખવા લાગ્યા. શાંતિ કુંવરને રસોઇમાં હરી મદદ કરતો. અને તે પોતાની મરજી મુજબ ઘી વગેરેનો પોતાને માટે ઉપયોગ કરતો તથા બગાડ પણ કરતો. અને માણેકલાલ તથા શાંતિ કુંવર તો ઘણો વખત નરસિંહ મહેતા અને મીરાં બાઇની પેઠે ગાયન શિક્ષક બાવા ઘાસીદાસજીની શીતાર સાથે તથા બાવા પૂરણદાસના ટબલા સાથે ગાન તાનમાં મુખ્યત્વે કરીને સવારનો વખત વ્યતીત કરતા. એ રસ્તે થઇને શ્રી રાજા સાહેબ પ્રસંગો પાત પધારતા તો તે હારમોનીઅમ વગેરે તાનના નાદથી ગુલતાન થતા થતા એ માર્ગે રાજી થતા સીધાવતા. શ્રી રાજા સાહેબ સજ્જન સિંહજીની તહેનાતમાં નૃત્ય કરનાર કંઇક ગવૈયા નાયકાદિ રહેતા. પરંતુ પોતાના અમલદાર પણ મોજીલા છે જાણી તેઓ રાજી રહેતા. રતલામમાં મુખ્યત્વે કરીને મારવાડમાં નહાનાં મોટાં સર્વને નૃત્ય કરવાનો શોખ હોય છે. પુરૂષો કરતાં સ્ત્રીયો તમામ નાનપણથીજ અનેક પ્રકારનાં નૃત્ય શીખે છે. સૌ. શાંતિ કુંવરને પણ શિક્ષકોએ ખાસ કાળજી રાખી શીતારની ગતો સાથે અને ટબલાના ઠેકા સાથે સારૂં નૃત્ય શીખવ્યું. અને કહાન ગોપી જે જે નૃત્યો કરતા તેમાંના ઘણાં નૃત્યો માણેકલાલ અને શાંતિ કુંવર બેઉ સાથે શીખ્યા. રાસમાં પહેરે છે તેવા કીમતી રંગ બેરંગી કીનારીવાળા પોશાકમાં સાથે નૃત્ય કરવામાં આ મોજીલાં દંપતીએ જરાએ સંકોચ ગણ્યો નહી. ફૂદડીઓ ફરવામાં ફોરડા ગુંથવામાં તેમજ રંગીત દાંડીયે રમવામાં કસર રાખી નહી. આ કળા કલ્યાણકારી કસરત આપનારી અને આનંદદાયી છે. જો કે ગુજરાત તરફ તે હાસ્યને પાત્ર ગણાય છે. તેથી તેમની આ

આવડત આ તરફ કોઇના જાણવામાં ભાગ્યેજ આવી હશે રા. ભગવાનદાસ તે વેળા રતલામ પાસે જાવરા સંસ્થાનમાં શિક્ષક હતા તેથી તેમને તથા તેમના ધણીઆણી સૌ. સરસ્વતિ જે રા છોટાલાલના મોટી પુત્રી જે ત્યાં સાથે હતા તેમને રતલામ તેઓ આવે તેવી ખબર પડેલી. આ વેળાએ આ દંપતીના આ અપાર સુખનું વર્ણન કરવું અશક્ય છે. રતલામની રાસલિલા અલૌકિક લીલા હતી એ મોજ પણ સ્પનવત્ થઇ ગઇ. બપોરનો વખત રા. માણેકલાલ ઓફીસમાં ગાળતા. અને શાંતિકુંવર અભ્યાસમાં તથા એશ આરામમાં વ્યતીત કરતાં. રતલામમાં રા. માણેકલાલ સબજજના ઓદ્ધાપરથી ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટના તથા એકટીંગ સેશન્સ જજના ઓદ્ધાપર ચડયા. એ દરમ્યાન સુરતથી તાર આવ્યો કે ઘેલુ કીરપારામ ઉસ્તાદને પ્લેગ લાગ્યો છે. તેના તેડાવવાથી માણેકલાલ રજા લઇ એકદમ સુરત આવ્યા. સુરતમાં ન્યાતની તકરારને લીધે ન્યાતીલા તેને ઉપાડવા આવશે નહીં એવી ભીતિથી એક શીગરામ કરી તેમાં તેને બેસાડી અશ્વની કુમાર લઇ જઇ ત્યાં એક મુકામ એમના પક્ષના એમના સગા એક કાશીદાસની માલકીનો હતો તે ઉઘડાવ્યો. પરંતુ તે મકાન અવાવરૂં હોવાથી તેમાં સુકાઇ ગએલા મુવેલા ઉંદરો પડેલા હતા તે એક રૂપીઓ આપતાં પણ કોઇ કહાડે નહી. આખરે માણેકલાલે જાતે તે કહાડી નાંખી કચરો વાળી સાફ કર્યો અને દેશરીત મુજબ મકાનને સ્વચ્છ કર્યું. રા. ઘેલુભાઇની બરદાસ્તમાં માણેકલાલ પોતે તથા બાઇ જેકોર માશી, તથા કાશીદાસની મા બાઈ જેકોર એટલા હતા. તથા એક નીમકલાલ શાગીર્દ નોકરીમાં હતો. અશ્વની કુમાર જતાં રસ્તે સુરત સ્ટેશન આગળ સુરતના જાણીતા અને ઠરેલ ડાકટર એદલ બ્હેરામ મળ્યા. તે માણેકલાલને

થીઓસોફીસ્ટ બ્રધર હોવાથી ઓળખતા હતા. સલામ થતાંજ તેમણે માણેકલાલને ગાડીમાંથી ઉતરી જવા સલાહ આપી અને કહ્યું કે " આ પ્લેગ કેસ છે અને તમે હેરાન થશો." પણ માણેકલાલે આ પહેલાં બીજા પ્લેગના દરદીની એવી તો નિર્ભયપણે ચાકરી કરી હતી કે તેનો ભય સ્વકર્તવ્ય કરતી વેળા નાશી જતો હતો. તેથી પ્રાણની પણ દરકાર નહી કરતાં સ્વકર્તવ્ય ધુનમાં મમતે મોમના થઇ તે માન્યું નહી. બે ત્રણ દીવસની સારવાર પછી રા. ઘેલુભાઇ મરણ પામ્યા. પોતે બહુ જાણકર વૈદ્ય હતા. તેથી છેલી ઘડી સુધી ભાન હતું તેથી ઉસ્તાદી તો બહુ કરી પણ પ્લેગ કેસમાં " વૈદ્યો નારાયણો હરિ " હોવાથી કંઇ ફાવ્યા નહી. આ વેળા અશ્વની કુમારમાં પાંચ દશ મીનીટમાં બે ત્રણ મુડદાં આવતા એ હીસાબે પ્લેગ ઘણોજ જોરમાં ફાટી નીકળ્યો હતો. રા. ઘેલુભાઇને તે સમયાનુસાર યથા સમય વિધિ અગ્નિ સંસ્કાર કર્યા બાદ રા. માણેકલાલનું માથું એવું તો સખત દુ:ખાવે ચડયું કે ગભરાયા. હાંજા ગગડી ગયા. પ્લેગનો શક લાગ્યો. સુરત તરફ પાછાં ફરતાં સ્ટેશન નજીક રા. ઘેલુભાઇના ભત્રીજા રા. ભગવાનદાસ તથા રા. ડાંકોરદાસ નવસારી હતા તે ત્યાંથી સુરત આવ્યા ન્યાતવાળાને સ્મશાન આવવા સમજાવ્યાં. પણ તેમાંથી કોઇએ માન્યું નહી તેથી એકલા સ્મશાન આવતાં સામા મળ્યા. પણ તેઓ સમાચાર સાંભળી પાછા ફર્યા. સ્ટેશન પાસે નગર શેઠની વાશી છે ત્યાંથી બરફ લઇ માણેકલાલે માથે ખૂબ ઘસ્યો. પણ કંઇ ઠેકાણું પડયું નહી. તરતજ ઘેર આવી ઓરીએંટલ કંપનીમાં માણેકલાલે રૂા. ૨૦૦૦) નો જીંદગીનો વીમો ઉતરાવ્યો. સનલાઇફના એજન્ટ રા. નાનાલાલ કેશવલાલ ૨ જ્ઞાતિ બંધુ પ્રથમ કહી કહીને થાકેલા ત્યારે જેણે

ગાંઠેલું નહી તેને હવે વીમો ઉતરાવવા ખાસ જરૂર લાગી. જ્યારે દશ દીવસ ગયા ત્યારે ધીરજ આવી કે પ્લેગ લાગુ પડી નથી. પાછા રતલામ આવ્યા. જેઠાર માસીને હવે સુરતમાં એકલા રહેવું અસહ્ય થઇ પડવાથી સાથે રતલામ લીધા તેમણે રતલામમાં સૌ. શાંતિકુંવરની કાળજી લીધી. માણેકલાલની ના દુરસ્ત તબીઅતમાં મદદ કરી. અને રતલામમાં દીવાન સાહેબને બંગલે તથા સર્વત્ર " માશી " ના નામથી જાણીતા થયા, એ વેળા તબીઅત સુધરતાં દરરોજ સવારમાં ચાર વાગે ઉઠી રા. માણેકલાલે એક લેખ લખવા માંડયો અને શાંતિકુંવર પોતાના અભ્યાસમાં મશગુલ રહ્યા, રાજેશ્રી બુચ મેટા ફીઝીકસનું ઇનામ રૂ, ૪૦૦) ચારશેનું હતું, અને તે ઍની બેઝન્ટ મારફત અપાવાનું હતું હિંદુસ્તાનના ગ્રેજ્યુએટો પૈકી જે દશ વર્ષ ઉપરના ગ્રેજ્યુએટ હોય તેમની વચ્ચે એ હરીફાઈ હતી. વિષય હિંદી માનસ શાસ્ત્ર (ઇંડીયન સાઇકૉલોજી) અથવા અંતઃકરણના કાર્યો (ફન્કશન્સ) એ હતો, એ નિબંધ અંગ્રેજીમાં લખવાનો હતો, તે લગભગ ૪૦૦) પાના અંગ્રેજીમાં લખી કાઢયા. રા. માણેકલાલ પોતે સનાતન ધર્મ (થીઓસોફી) ના સભ્ય હતા, અને યુરોપીઅન તેમજ આર્યન ફીલસુફીના સારા અભ્યાસી અને તત્વવેત્તા હોવાથી તથા થીઓસોફીના સંસ્કાર હોવાથી સારો લેખ લખી શકયા, અને એમને તથા બીજા ત્રણ જણને એમ ચાર જણ વચ્ચે રોકડા રૂ. ૪૦૦) વિદુષી બાઈ ઍની બેઝંટ મારફત વ્હેચી આપ્યા. એ વેળા રતલામના દીવાન સાહેબ પી, બાબુરાવે રતલામ પાસે એક રામગઢ નામનું નાનું સંસ્થાન છે, ત્યાંનું દીવાન પદ રા. માણેકલાલને અપાવવા ગોઠવણ કરી પરંતુ રતલામના રાજા સાહેબે આવા હુશીઆર માણસને ત્યાં જવા નહી દેવા અને રતલામમાંજ પગાર વધારી રાખવા એવું ફરમાન કર્યું.

૨૦. પછી રતલામ રહી રતલામના ભાયાત પંચેડના કુંવરોના ટયુટર અને કમ્પૅનીઅન તરીકે રા. માણેકલાલને નીમવા દીવાન સાહેબે સુચના કરી જેનો સ્વીકાર માણેકલાલે નહીં કર્યો તેથી દીવાન સાહેબ નારાજ થયા વળી રતલામમાં અગીઆર વરસથી સ્ટેટ સર્જન ડાકટર વોરા સુરતના ગુજરાતી વણીક હતા. તે રાજા સાહેબના માનીતા હતા. અને પોતે ગુજરાતી હોઈ દક્ષણી દીવાનની વિરૂદ્ધ તે કાંઇ ખટપટ કરે છે. એવો દીવાન સાહેબને વ્હેમ પડયો હશે. તે ગુજરાતી અને માણેકલાલ ગુજરાતી. બેઉ સુરતી અને બેઉ વણિક. તેથી માણેકલાલ તેમના પક્ષમાં હશે એ બીજો વ્હેમ ગયો. તેનું એક કારણ એ હતું કે દીવાન સાહેબને ત્યાં બીજા અમલદારો દરરોજ એકવાર સલામીએ જતા અને ડા. વોરા તથા માણેકલાલ તેડાવે ત્યારે અથવા જરૂર હોય ત્યારે જતા. ખાસ સલામી માટે દરરોજ જતા નહીં. અને ડા. વોરા અને માણેકલાલ કોઇ કોઇ વાર સાથે ફરતા જોવામાં આવતા, તેથી પણ દીવાન સાહેબના વ્હેમને ટેકો મળવા લાગ્યો. માણેકલાલ નવા સવા અને સંસ્થાનોની સમય પોથીના બીન અનુભવી તેથી તેમની આ નાની ભૂલ તેમને ભારે થઇ પડી. આ અહંકાર ઉપરાંત માણેકલાલને કાયદાના જ્ઞાનનો ફાંકો તેથી તુમારી કામમાં પણ તુમાખી પણું હોવાથી કડક લખાણો કરવાથી પાણીમાં રહી મગર સાથે રૂસણા ચલાવવાથી દીવાન સાહેબ જેવા મોટા ઓહેદાર અને મોટું માન પામી સર્વ પાસેથી વિનીત વર્તનની આશા રાખનારને ખોટું લાગે એ સ્વાભાવિક હતું, એ પ્રસંગે રા. માણેકલાલે પોતાના મુકામ પર અમલદારોનું એક મંડળ રાત્રે આઠથી દશ વાગા સુધી વેદાન્તના વાંચન માટે કાઢેલું હતુ. ત્યાં યોગવાસિષ્ઠ પોતે વાંચી સમજાવતા હતા. તેથી દીવાન સાહેબે એમને હાસ્યનિંદ

"પુરાણી" નું ઉપનામ આપ્યું હતું. આ મંડળમાં નાયબ દીવાન સાહેબ ધર્મ ચુસ્ત હોવાથી મુખ્ય ભાગ લેતા, હાજરી આપતા, અને રા. માણેકલાલના ધર્મ જ્ઞાનથી મોહિત થઇ ખરી પ્રીતિ દર્શાવતા, રાજા સાહેબ પાસે પરદેશી દીવાન સાહેબ કરતાં સ્વદેશી નાયબ દીવાનનું વધારે ચલણ હતું, સંસ્થાનોમાં બાહ્ય અમલદારો કરતાં આંતરિક માણસોનું રાજા આગળ વધારે ચલણ હોય છે, અને મોટામાં મોટા પગારના ઓહ્દેદારને સમયે ન્હાનામાં ન્હાનો નોકર નડી પડે છે. નાયબ દીવાન પ્રસંગોપાત રાજા સાહેબ પાસે માણેકલાલના વખાણ અજબ રીતે કરતા, તેની ઉંડી છાપ અને અસર ત્યાં થતી. માણેકલાલ તો હવે દીવાન સાહેબના જેટલા માનીતા હતા તેટલાજ અકારા થવા લાગ્યા, અને રાજા સાહેબ આગળ જાહેર થવા માંડયું કે માણેકલાલ આળસુ છે, કામ કરવામાં ઢીલા છે. કાયદો ભૂલી જતા જણાય છે. આ વિરૂદ્ધ આ દરેકનો રદીઓ માણેકલાલના અજાણતાં નાયબ દીવાને રાજા સાહેબને આપેલોજ હોય, અને રાજા સાહેબે એક દિવસ દિવાન સાહેબને જણાવ્યું કે બીજું બધું તો હશે પણ માણેકલાલના કાયદાના જ્ઞાન વિષે તમે પોતે બહુજ વખાણ કરતા હતા તે આટલા ટુંક સમયમાં કેમ તદન કાયદો ભૂલી ગયા? આ પછી દીવાન સાહેબે માથાકૂટ કરવી પડતી મુકી, અને સરન્યાયાધીશને તાકીદ આપી કે માણેકલાલના અયોગ્ય પડતાં લખાણો તેવો સેરો કરી પાછા મોકલવા, પણ હજુરમાં રવાના કરવાં નહીં, આનું છેવટ પરિણામ એ આવ્યું કે "રાજીનામું" આપો એવું સર ન્યાયાધીશ મારફત કહેણ આવ્યું. મમતી માણેકલાલે જવાબ આપ્યો કે ડીસમીસ કરો પણ રાજીનામું અપાશે નહીં, આ પ્રમાણે બીજા બાર મહીના નીકળ્યા, પણ છેવટે કંટાળી રા. માણેકલાલે મુંબઇમાં બીજી નોકરીનું

નક્કી કરી લીધું. પરંતુ જો પોતે નોકરીએ જાય છે, એમ જણાય તો તેમાં વિઘ્ન આવે અને રાજીનામું મંજુર થવામાં વિલંબ થાય. તેથી M A. ના અભ્યાસાર્થે જઇ નોકરી મળે એમ છે તે લેવાનું કહી રાજીનામું મંજુર કરાવી લીધું, આ સમયની શાંતિકુંવરની રતલામની કારકીર્દિ આનંદમાં કુદી નાચી ખેલી ખાવાની તથા થોડો વખત વિદ્યાભ્યાસમાં કાઢવાની હતી, તેથી સવિસ્તર તે લખી નથી, બાઇ સાહેબના રતલામમાં ઠેક ઠેકાણે માન, એટલે ગૃહવ્યવસ્થામાં થોડું લક્ષ રહેતું, દરદાગીના કપડાં છૂટાં પડી રહે. નોકર ચાકર કે અજાણ્યા મહેમાન પૈકી કોઇ પ્રપંચી આવી ચડે તો કંઇ ઉપડી જાય તેની કોને કાળજી? એટાદ એ વસ્તુ ગઈ પણ ખરી, પણ મુનસફ સાહેબના ઘરની ચોરીની તપાસ જાહેર કરતાં આબરૂ જાય. આ વેળા રતલામમાં ખુમચા ભરી ભરી ખાવાનું તો એટલું બધું આવતું કે આખા મોહોલ્લામાં આપતાં પણ ખૂટતું નહી, તે ખાઇ ખવડાવી સર્વે આનંદ માનતા. રતલામનું રાજીનામું મંજુર થયું કે તરત મુંબઇ જઇ ત્યાં નવી નોકરીએ દાખલ થયા. અને એમ. એ. નો અભ્યાસ પણ ચાલુ રાખ્યો.

૨૧. રા. માણેકલાલે સને ૧૮૯૪ માં બી. એ. થયા પછી સને ૧૮૯૬ માં પ્રથમ ડીસ્ટ્રીકટ પ્લીડરની પરીક્ષા પાસ કરી હતી. અને તે વેળા સુરતમાં વકીલાત શરૂ કરી હતી. તે દરમ્યાન પ્રથમ એલ. એલ. બી. ની ટર્મ ભરવા સુરતથી વડોદરે જવું થતું. ત્યાં રા. મનુભાઇ સાહેબ જે હાલ વડોદરાના માનવંતા દીવાનપદ ઉપર છે. તેવણ લૉ પ્રોફેસર હતા. તેઓના વર્ગમાં અભ્યાસ વ્યાખ્યાન રા. માણેકલાલ સાંભળતા. એઓ સુરતમાં વકાલત કરે છે એમ તે

વણુ સાહેબ જાણુતા હોવાથી વ્યાખ્યાનથી પરવારી રા. માણેકલાલ ને કટેરા ( ગૅલરી ) માં બોલાવતા અને પોતે વડોદરામાં વકાલત પ્રસંગે જે કંઈ વિકટ પૅાઇન્ટ સંદિગ્ધ હોય તે ઉપર અભિપ્રાય પૂછતા. આવા વિદ્વાન, કાળજીવાળા અને બાહોસ ધારાશાસ્ત્રીને રા. માણેકલાલ જે અભિપ્રાય આપતા તેમાં ભાગ્યેજ કંઇ મહત્વ કે વજૂદ હશે. પરંતુ વિદ્વાન માણસો પોતાનાથી ઓછું જાણવા વાળા માણસ પાસેથી પણ કંઇ મળી શકે તો ખુશીથી મેળવવા મથે છે. અને પોતાનો બુદ્ધિનો વીકાસ કરનારૂં ગમે તેવું તત્વ આવે તેમાંથી જરૂરનું શોધી લે છે. તેનું આ ઉત્તમ દ્રષ્ટાંત છે.

૨૨. આ પ્રસંગે માણેકલાલને કસરતનો સારો શોખ હતો. તેથી તે વડોદરા કૅાલેજ તથા હાઇસ્કુલને લગતા અખાડામાં કસરત કરતા, વ્યાયામ શાળા (જીમનૅસ્યમ)માં રામ લક્ષમણુની જોડી જેવા બે નાગર યુવક ભાઇઓ (પંડીતભાઇઓ) વિરેશ્વરાનંદ અને અનંતાનંદ ત્યાં કસરત કરવા આવતા તેમની સાથે રા. માણેકલાલને પ્રથમ ઓળખ થઇ, તે ધીમે ધીમે ગાઢી થતી ગઇ અને ત્યારથી તે ઓળખ આગળ વધી મૈત્રી રૂપે થઈ. અધ્યાપિ ગાઢ થતી નીભે છે, જો કે રા. વિરેશ્વરાનંદ સુરતમાં એક જાણીતા વકીલ તરીકે, બાહોશ મ્યુનીસીપલ કમીશનર તરીકે, એક વિદ્વાન તીખા લેખક તરીકે, નાની ઉમરમાં સારી નામના કર્યા બાદ તા. ૨–૭–૧૯૧૮ ને રોજ સ્વર્ગસ્થ થયા છે. તેમના અકાળ મરણુથી રા. માણેકલાલ વગેરે તેમના મિત્રોને, લાગતાવળગતાને તથા સગાંસ્નેહીઓને ઘણી મોટી ખોટ ગઇ છે, એમના મરણુ પહેલાં હવે જ્યારે રતલામ છોડી રા. માણેકલાલ મુંબઇ નોકરીએ ગયા તે વેલા પંડીત ભાઇઓ મુંબાઈમાં મોરારજી ગોકળદાસની ચાલમાં રહેતા હતા. ત્યાં રા.

માણેકલાલ અને સૌ. શાંતિકુંવર આવી લાગ્યા. ત્યાં પણ પંડીત- ભાઇઓની સદ્‌ગુણી અને ચતુર નાગર ધર્મ પત્નીઓના સહવાસથી શાંતિકુંવરને સારી રીતભાત શીખવા પ્રસંગ મળ્યો. રા. માણેકલાલના શાંતિકુંવર સાથે સુરતમાં થયલા લગ્નમાં પંડીતભાઇઓ તથા તેમના ધર્મપત્નીઓએ સારો ભાગ લઇ આનંદ આપ્યો હતો. મુંબઇમાં ઉપલે માળે વસુદાગૌરી રહેતા હતા. તે પણ કેળવાયલું રસિક સ્ત્રી રત્ન હોવાથી તે વેળા તે પણ આ સ્ત્રી મંડળીની શોભા અને શણ- ગાર નીવડયાં હતા તેમના ધણી મરહુમ ગુલાબરાય "ગુજરાતી" પેપરના સબ એડીટર હતા. અને તેમની પાછળ વસુદાગવરીએ સ્કૉલરશીપ કહાડી તેમનું નામ અમર રાખ્યું છે. આ કુટુંબ સાથે પણ શાંતિગવરીને પરિચય થતાં એમની રસિકતામાં ઉમેરો થવા લાગ્યો. નજીકમાંજ ગીરગામ પોષ્ટ ઓફીસ પાસે એક ફુલવાડીવાળા ભવ્ય મકાનમાં રૂમ ખાલી થવાથી મહા પ્રયાસે નહી મળે એવી સારી રૂમ મળી ગઇ તે ભાડે રાખી. આ વેળા ન્યાત ખટપટ પતી ગઇ હતી અને માણેકલાલ તથા શાંતિકુંવરની સાથે માશીબા મહાલક્ષ્મી પણ હતા. સ્યામકુંવર જેકોર અને મહાલક્ષ્મી એ ત્રણ માશી માશીની બ્હેનો થાય મહાલક્ષ્મીની મા વૃજકુંવર મુંબઇમાં માવલાની ચાલમાં ગુજરી ગયા ત્યારે માણેકલાલની મીઠી વાણી તેમને સારી લાગવાથી તેમણે માણેકલાલને "ભાટ" નું ઉપનામ આપ્યું હતું. આ મહાલક્ષ્મી તેમની એકની એક વિધવા દીકરી હતી. મહાલક્ષ્મી એક વેળા અતિ રૂપવતી સર્વ સખીઓના શણગાર રૂપ પટ્ટરાણી તરીકે પૂજાતા હતા. અને કાઠીઆવાડમાં દીવની પાસે દેલવાડામાં તમામ કપોળ વણિકની વસ્તીમાં એમનું એકજ ઘર નાગરવાણીઆનું હોવાથી એ કપોળોમાં

માનનીય હતા. તે હવે મુંબઇ સુરત આવી રહેલા. એકલા પડવાથી પોતાના ભાણેજ રા. માણેકલાલની સાથે પ્રસંગોપાત રહેતા હતા. આ વેળા માણેકલાલના માતુશ્રી શ્યામકુંવર ન્યાતની ખટપટને લીધે જુદા થયલા ને માણેકલાલની સાથે રહેવા આવેલા નહી. સુરતમાં શાંતિકુંવરને લઇ માણેકલાલ ન્યાત ખટપટને લીધે પંડીત ભાઇઓની મારફત નાગર ફળીએ રહેવા ગયેલા. અને મુંબઇ જવું થયું ત્યારે પંડીત ભાઇઓની પડોસમાંજ ગીરગામમાં મુકામ કર્યો. આ સ્થળે માશીઆ (મહાલક્ષ્મી)એ શાંતિકુંવરને ગંભીરતા વિચાર વિવેક અને પાકશાસ્ત્રમાં અનેક પ્રકારના પકવાનો શીખવ્યા, તથા કરકસર સાથે ગૃહશોભા કેમ રાખવી તે પાઠ ભણાવ્યા. અને સૌ. શાંતિકુંવરે મરણ પર્યંત તે વિચાર આબેહૂબ આચારમાં મૂકી સ્વકર્તવ્ય પૂર્ણ કીધું.

૨૩. આ વેળા સુરતની ૪૩ વણિક ન્યાતોનું મહાજન મુંબઇની એ ન્યાતો સાથે સંબંધ ધરાવતું હોવાથી મુંબઇમાં પરદેશ ગમનનો જે ઝઘડો પેદા થયેલો તેના છાંટા સુરતને પણ લાગ્યા હતા. સ્પેશ્યલ ટ્રેનોમાં ધનવંત શેઠીઆઓની દોડાદોડી થતી હતી. અને સુરતના મહાજન ઉપર અસર કરવામાં આવતી. મુંબઇમાં સ્વદેશી વણિકો અને વિલાતી વણિકો એવા બે પક્ષ પડયા. સ્વદેશી પક્ષમાં રા. શેઠ મનમોહનદાસ રામજી, રા. શેઠ દેવકરણ નાનજી, રા. શેઠ ભાર્ગદાસ નરોતમદાસ, રા. શેઠ ભાઇ શેઠ વગેરે મુખ્ય હતાં. તેમના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે—અથવા મુંબાઇ સ્વદેશી (ગામડી) મહાજનના સેક્રેટરી તરીકે રા. માણેકલાલની નીમણુક થઇ. આવા માણુસ માસિક રૂા. ૧૦૦)ના ટુંકા પગારમાં નહીં મળે, પરંતુ સ્વજ્ઞાતિ હિત ચાહી એ કામ પરોપકારાર્થે સ્વીકાર્યું છે એમ મનાતા

લાગ્યું. પરંતુ સુરતની ન્યાતનો ઝગડો હતો તેથી સુરતની ન્યાત કાબુમાં આવશે એ હેતુથી તથા રતલામની ખટપટના કંટાળાથી આ નોકરી લેવા રા. માણેકલાલ લલચાયા હતા. તેથી અને વળી મુંબઇમાં M A. નો અભ્યાસ કરવા પણ સગવડ મળશે. એવાં એવાં કારણોથી આ નોકરી સ્વીકારી હતી. આ નોકરી હતી તો સુખની, પણ ન્યાતિ પ્રવાહમાંથી માણેકલાલ સાંગોપાંગ બચી જશે એમ રા. નાનાલાલને લાગવાથી તેણે માણેકલાલ વિરૂધ્ધ યુક્તિઓ રચવા માંડી. માણેકલાલે ઘેલુ ઉસ્તાદનો પક્ષ પડતો મેલ્યો નહીં અને તેની સાથે કરેલું ભોજન કબુલ્યું તેથી નાનાલાલે એકવાર કહેલું કે હવે “ અસ્તરા ચમકાવો. ” તે વાત અમલમાં મુકવાનો અને દાઢી મૂછ લેવાનો પ્રસંગ જતો રહેશે એમ તેને તથા તેના ગોઠીઆઓને લાગ્યું સુરતની ન્યાત પાસે એવો ઠરાવ કરાવ્યો હતો કે રા. માણેકલાલે ઘેલુભાઇની દહન ક્રિયા અગ્નિ સંસ્કાર કર્યા છતાં મૂછ આપી નથી તેથી સુતક ઉતર્યુ નથી તેથી તે ક્રિયા પ્રમથ કરે તોજ ન્યાતિ સંબંધ રાખવો. આ ઠરાવનો અમલ થવો જોઇએ. કર્મ સંજોગે એવું બન્યું કે રા નાનાલાલને મુંબઇમાં કેટલાક શેઠીઆઓ તેમાં મુખ્યત્વે કરીને રા. ભાઇશેઠ સાથે ઘણું સારૂં હતું. તેથી તેમને એણે માણેકલાલ વિરૂધ્ધ ઉશ્કેર્યા. પરંતુ તેમણે કે રા. દેવકરણ નાનજીએ કોઇએ આવી બાબત ઉપર લક્ષ આપ્યું નહી. તેમ છતાં રા. માણેકલાલેજ પોતાની નબળાઈ, પોચાપણું, અને પાકટ અનુભવના અભાવે સુરતની ન્યાત જેમ રાજી થાય તેમ કરી સ્વજ્ઞાતિએ માગેલી મૂછ આપી, વાણીઆ મૂછ હમેશને માટે નીચી કરી. તેથી ઉપર કહ્યું તેમ ત્યારબાદ માશી મહાલક્ષ્મી પણ મુંબઈ આવી રહ્યા. અને સૌ. શાંતિકુંવરને ઘણી અમૂલ્ય ગૃહવ્યવસ્થા કેળવણી

તેમની પાસેથી લેવા તક મળી. વિદ્યા કેળવણીમાં તો આ વેળા શાંતિકુંવર નાની ઉમર છતાં બહુ આગળ પડતો ભાગ લેતા હતા તેમણે બીજી બ્હેનોને મદદ કરી મુખ્યત્વે કરીને સૌ. કલાવતી બ્હેન મોતીવાળા તથા બ્હેન જમનાબાઇ સકકાઇ વગેરેના ઉત્સાહ ઉમંગને અનુસરી મુંબઇમાં હિંદુ ગુજરાતી સ્ત્રી મંડળ જેવી ભવ્ય સંસ્થા સ્થાપવામાં ભાગ લીધો અને પ્રથમ પ્રયાસેજ સ્ત્રીઓની સહૃદયતા ઉપર પ્રથમ ભાષણ શાંતિકુંવરનું છે એમ છપાઈ પત્રિકા બ્હાર પડી તે ભાષણ ની. ૩ થી આગળ છાપ્યું છે અને જે કવિતાઓ પોતે રચી છપાવી આ સ્ત્રી મંડળમાં ગવાડેલી તેમાંની બે એમની રચેલી કવિતાઓ એમણે પ્રસિદ્ધ કરેલી ગરબાવળીમાં છાપેલી છે અને જે આ પુસ્તકના ભાગ ૩ જામાં ફરી છપાવી છે તેના ગીત ૧૬ ને ૨૦ થી આપી છે, તેમજ "સ્ત્રી કેળવણી" તથા "પુણ્ય ને પુરૂષાર્થ" તથા "મોત" ઉપરના ભાષણનો ટેકો આપતાં જે ઉત્તમ વિચારો દર્શાવેલા તે ની. ૪–૫–૬ થી છાપ્યા છે. તથા ત્યારબાદ મુંબઇ હિંદુ સ્ત્રી મંડળના વ્યાવસ્થાપક સૌ. કળાવંતી બ્હેને મોકલેલો પત્ર ની. ૭ થી આગળ આપ્યો છે,

આ સઘળી બીનાથી કેટલાક વિદ્વાન ગૃહસ્થોમાં અને વિદુષી સ્ત્રીયોમાં શાંતિકુંવરનું નામ અને નામના જાણીતાં થવાની શરૂઆત થઈ.

આ વેળા પ્રથમ નવસારીની ગાયનશાળામાં માણેકલાલના માસ્તર સંગીત શિક્ષક એક મદ્રાસી ગૃહસ્થ વ્યંકાપા ઉર્ફે વ્યંકટાપ્પા નામે હતા તે મુંબઇ આવી પહોંચ્યા તેઓ મુંબઇમાં મસ્તક પરીક્ષકનું કામ કરતા હતા તેમણે શાંતિકુંવરનું મસ્તક તપાસી જે અભિ-

પ્રાય પ્રદર્શિત કર્યો તેવાજ ગુણો સૌ. શાંતિકુંવરમાં છેરટ સુધી જોવામાં આવ્યા. એ અભિપ્રાય ની. ૮ થી છાપ્યો છે.

૨૪. રા. ઑનરબલ લલ્લુભાઇ શામળદાસ, ભાવનગરના માજી દીવાન શામળદાસજીના ચિરંજીવ અને રા. વીઠલદાસ શામળદાસ જે ત્યાર પછીના માજી દીવાન હતા, તેમના ભાઇ થાય. શામળદાસ કોલેજમાં રા. છોટાલાલ અને પાછળથી રા. માણેકલાલ ભણતા હતા. રા. છોટાલાલ તથા લલુભાઈ સાહેબ તથા મુંબઇ યુનીવરસીટીના હાલના રજીસ્ટ્રાર દસ્તુરજી સાહેબ એ ત્રણે મિત્રો તે સમયમાં ખરી મૈત્રી શું છે તેનું રહસ્ય ભાવનગરમાં અરસ્પરસ પ્રચારમાં મુકતા હતા. અને રા. છોટાલાલ તથા રા. લલુભાઈ તે વેળા શામળદાસ કોલેજમાં બી એ.ના વર્ગમાં સહાધ્યાયી હતા. રા. લલુભાઇ સાહેબ રૂ. ૫૦૦)ના પગારથી ભાવનગરમાં રેવીન્યુ કમીશનર હતા. પછી બી.એ.ની પરીક્ષામાં બેસવામાં વિઘ્ન આવવાથી ઘણીજ દલગીરી સાથે અભ્યાસ છોડી દીધો. ઘણાં કારણોને લીધે મુંબઇ આવી ઓનરબલ થયા અને વ્યાપારી વર્ગમાં તેમજ સરકારમાં મોટી મોટી બીજી નામના મેળવી. અને લોકોપયોગી કામ કર્યાં તેથી લોક માન્ય પણ ગણાયા. એકવેળા એમને ત્યાં સુરતના જાણીતા મરહુમ વકીલ રા. કાળાભાઈ લલુભાઈ આવી ચડયા હશે. તે વેળા રા. છોટાલાલ તથા રા. માણેકલાલને પણ ઓનરબલ લલુભાઇ સાહેબના માનીતા મ્હેમાન તરીકે દીઠા. તે વેળા તેમણે પણ તે સંબંધે મોટો સંતોષ જાહેર કર્યો. આ પ્રકારની આવી ગાઢી ઓળખાણને લીધે મુંબઇમાં ઓ. લલુભાઇ સાહેબ ગીરગામવાળા મકાને એક દીવસ પધાર્યાઃ અને પ્રસંગોપાત મુંબઇ હિંદુ સ્ત્રી મંડળમાં અપાયલા સૌ. શાંતિકુંવરના "સ્ત્રીઓની સહૃદયતા"ના ભાષણને ઉદ્દેશી તથા સૌ.

શાંતિકુંવરની નાની ઉમરમાં ઉત્સાહિત અને ઉમંગભરી રીતિ નીતિની પ્રશંસા કરી પોતાની પ્રસન્નતા દર્શાવી.

૨૫. રા. માણેકલાલના માતુશ્રી શ્યામકુંવર ગરીબાવસ્થાને લીધે પ્રભાતમાં વ્હેલા ઉઠી ઘંટીએ દળતાં પ્રભાતીઆં વગેરે ગીતો ગાતા તેના સંસ્કાર માણેકલાલ ઉપર પડેલા પણ તે બીજ રૂપે રહેલા ગાયનકળા બહાર ખીલી પ્રકાશિત થયલી નહીં. તે સમયમાં મોરબી કંપનીની શરૂઆત હતી અને સુરતમાં નાગરાદિ ગૃહસ્થોને ઘેર જુદે જુદે સ્થળે મોરબી નાટક કંપનીના ઘરગતુ ખેલ થતા, તે પ્રસંગમાં "દેશમિત્ર" ના અધિપતિ રા. મંછારામ ઘેલાભાઇએ એક નાટક કંપની ખાનગી યુવકોની કાઢી સ્વરચિત "સાવકી મા" નો નાટક સ્ટેજ ઉપર મુકયો. તેમાં રા. માણેકલાલે જાહેરમાં ન્હાના કુંવરનો પાર્ટ લીધેલો. રા. મંછારામ એમના ઉપર પિતા તુલ્ય ભાવ રાખતા. એમની ઉમર તે વેળા ભાગ્યે ચૌદ વર્ષની હશે. રા. મંછારામની સોબતમાં માણેકલાલ લેખ કાવ્યાદિ લખતાં શીખ્યા. જે ગાયનના બીજ ગુપ્ત હતા તે આ વેળા મહા પ્રયત્ને પ્રકાશિત થયા. અને આટલી નાની વયમાં સ્ટેજ ઉપર લોકોને દયાર્દ્ર ભાવ દર્શાવી આંખમાંથી અશ્રુ પડાવવાની કળા ચલાવવામાં માણેકલાલ ફતેહમંદ નીવડયા. તે સમયથી રા મંછારામના દીકરા નગીનદાસ સાથે પણ માણેકલાલ સંબંધમાં આવેલા.

૨૬. રતલામ હરેક જાતના સટ્ટાનું સ્થળ છે. ત્યાં સટ્ટા ઉપર હકસાઇના એક લાખને આશરે રાજ્યને ઉપજ થાય છે. અને સટ્ટાના દાવાની પણ ત્યાં સમાધ છે, એટલે કે, ન્યાયાધીશ એવા દાવાના હુકમનામા કરી આપી હકરસી (બજાવણી) કરી આપે છે. તેની

ત્યાં સટ્ટાને ઉત્તેજન મળે એમાં નવાઈ નથી. માણેકલાલને આવા દાવા આવવાથી રતલામમાં સટ્ટાનો સારો અનુભવ થયો હતો. સટ્ટામાં પ્રમાણિક પણું દેખીતું બહુ સારૂં અને સાહુકારી ભરેલું હોય છે. પણ બીન અનુભવી અને અજાણ્યા સાથે ભાગ્યેજ પ્રમાણિકપણું રાખવામાં આવે છે. ભોળા માણસો તો ભાગ્યેજ ફાવે છે. હારે છે ત્યારે ઘણું આપવું પડે છે. અને ડીપોઝીટ કે મારજીન હોઇઆં અટકી જાય છે. અને જીતે છે ત્યારે રહેજ મળે છે. અથવા તો તે વચલા દલાલ કે આસામી કે આડતીઓ ભાગે છે. આટલા માટેજ સટ્ટો કરવા જૈન સમાજ, નીતિ, ધર્મ, વગેરે મનાઇ કરે છે. સટ્ટો કરનાર કમાય તોપણ તેનું મન ઉડતું, ઉછાંછળું, ઉછળતું ઉજાજડ અને ઉસ્કેરાયલું રહે છે. ઉત્કંઠા અને અધિરાઈ એના સંગાથી રહે છે અને જીવ તાળવે બાંધેલો રહે છે. તેમ છતાં મુંબાઇમાં આવ્યા બાદ મુંબાઇમાં નગીનદાસ મંછારામ મારફત કેટલોક રા. માણેકલાલે સટ્ટો કરવા માંડયો. એવણ ઓળખીતા અને અનુભવી એટલે એમને નોટોની નોટો ધીરવા માંડી. અને તે રવાહા થવા માંડી. તેવણ સટ્ટા ગલીમાં જઇ કેટલેક વખતે બહાર આવીને કહે કે "તમારા તો બધા ગયા પણ સાથે સાથે મારા ગયા." રા. માણેકલાલ પૂછે કે શું કહો છો? એમ મશ્કરી શું કરો છો? બધા તે કંઇ જાય? કંઈ પણ નફો મળ્યો હશે. ઉત્તર કે "ના, મ્હારા સમ, ખરૂંજ કહું છું. સાલું નશીબજ નવતરૂં છે." એ રીતે ભરોસા પર કેટલોક વખત ચાલ્યું. આખરે જીવને કંઠે પ્રાણ આવે તેમ મુઝવણ થઇ. ઘોડા ગાડી કરી રા. નગીનદાસ આમ તેમ દોડા દોડી કરે અને તરસ્યો જેમ પાણીની વાટ જોય તેમ આશામાં ને આશામાં ગરકાવ થતા અને ખુશ ખબરની આતુરતાથી રાહ જોતા માણેકલાલ પાસે

જાતેજ મ્હોકાણના સમાચાર લઇ રા. નગીનદાસજી હાજર થતા. આ બેઉ મિત્રને સટ્ટા સાથે લહેણું નહી. બેઉના નશીબે જોર કર્યું નહી. ત્યાર બાદ ખાનગી લેણદેણ ચાલી પ્રસંગ એવો બન્યો કે નગીનદાસ ભાઇએ એક દિવસ માણેકલાલભાઈ આગળ જાહેર કર્યું કે અમુક રકમ તેને મળે નહીં તો તેને આપઘાતનો સમય સમીપ આવ્યો છે. રા. મંછારામ ઘેલાભાઇના ચિરંજીવી, અને વળી ભીમ-સેન ગડગડાટ ચંડાળ ચોકડી વગેરેના ચાલક, ચાલાક અને બાહોશ અનુભવી લેખક ભોળા દયાળુ અને પરદુઃખ ભંજન માણેકલાલના મન પર એ વાતની સત્યતા ઠસાવી. એ મુજબ માણેકલાલની પાસ-બુકમાંથી બેંકમાં જઇ રૂપીઆ નગીનદાસે મેળવ્યા અને તે ઉપરાંત આશરે રૂપિઆ છશે સાતસેંની કીમતની ગેણીઓ રા. માણેકલાલે પોતાના શેઠ ભાઇદાસભાઇને સમજાવી તેમની પાસે ધીરાવ્યા. તે ગેણીઓ પણ હોઇઆં થઇ ગઈ. તે બદલ કોરટમાં દાવો થયો. પણ એનું નામ કંઇ નહી. રા. મનમોહનદાસ રામજી સુધી નગીનદાસને રા. માણેકલાલે પહોંચાડયા. તેની આગળ પણ નગીનદાસે મુંબઇના પ્રમાણમાં અનેક રીતે બાહોશી બતાવી. પણ રા. મનમોહનદાસ કંઇ નગીનદાસ કરતાં ઓછા અનુભવી નહી કે સપડાય. કંઈ કંઇ સ્કીમ નવા કીસ્સા નગીનદાસભાઇએ બતાવ્યા તેમાં લાખ રૂપીઆથી ઓછું એસ્ટીમેટ કોઈનું નહી. પરંતુ તેમાં ફાવ્યા નહીં. આવી રીતે સટ્ટા વગેરે મુંબઈની પ્રવૃત્તિનો ઠીક અનુભવ માણેકલાલભાઇએ મેળવ્યો. આ સઘળું સૌ. શાંતિકુંવરથી જરાપણ ખમાતું નહીં. કળે કળે બહુજ શિખામણ તથા ધર્મ નીતિની વાતો કાઢી સટ્ટા વિરૂધ દલીલો દર્શાવે. પરંતુ રખેને પોતાના પતિને ખોટું લાગશે એમ જાણી બહુજ નરમાશથી આ પ્રયોગનો પ્રયાસ ચાલતો. તેની અસર એ થઇ

કે તમામ સીલક સૌ. શાંતિકુંવર મેનેજરને સોંપવામાં આવી કે જેથી ખોટે રસ્તે પૈસો વપરાય નહી. આતો દ્રવ્ય લોભના ફળ કહ્યા. હવે જ્ઞાન લોભની ફજેતી કહેવી રહી.

૨૭. એવામાં મુંબઇમાં રખડતા કોઈ અલમસ્ત બાવાજી હાથ લાગ્યા. તે મુંબઇ ગ્રાંટરોડ પર મળ્યા. રા. માણેકલાલને આ વેળા એવો ભ્રમ હતો કે વેદાન્તનો જાણકર કોઈ સાધુ હોય તો તેનાથી કેટલાક પ્રશ્નના ખુલાસા કરી લેવા અને અહીંજ જીવન મુક્તિ મળતી હોય તો તે સત્વર મેળવી લેવી. તેથી તેવા સાધુને આશ્રય આપવા તથા તેનો સત્સંગ કરવા ઇચ્છા થઈ પણ આ સાધુતો જાણે કે આ ભગત ( માણેકલાલ ) ને દીકરા, જડી બુટ્ટી, કે અપીણના સટ્ટાનો આંક જોઇ તો હશે તેથી તે માણેકલાલને એક ઠેકાણે લઈ ગયો. અને દૂર દૂર લઇ જતાં છેવટે કંટાળી માણેકલાલ પોતાનું શિરનામું આપી પાછા ફર્યા. બીજે દીવસે તેજ સાધુ બે મોટી ટ્રંક તથા બીસ્તરો લઇ માણેકલાલના મુકામ ઉપર આવ્યો. માશીબા ડાહ્યા. તેમણે માણેકલાલને કહ્યું કે "ભાઈ, આંહી ઘરમાં બાવા બેરાગીનું કામ નહી. પડશાલમાંએ "પુરાણ" મોટે સાદે વાંચીને ઘોંઘાટ કરી મૂકે છે. પરંતુ એની ટ્રંકમાં કોણ જાણે શું હોય ? અને તે ગળે પડે અથવા પોલીસ આપણને હેરાન કરે, મુંબઇ જેવા શહેરમાં બાવા જેવાની ટ્રંકમાંથી મોયલા મુડદાં નીકળ્યાની વાત પણ સાંભળેલી છે. માટે પાણી પહેલાં પાળ બાંધવી સારી છે. આગ લાગે ત્યારે કુવો ખોદવા જેવું કામ નહી આવે. ત્હારે જો બાવાનો સંગ છૂટતો નહીં હોય તો તું બહાર તેને મળજે, પણ અહી ઘરમાં એ તોફાન નહી જોઇએ. બહાર પણ નહી મળે તો સારૂં, પણ મળે

તો સાવધાન રહે જે." આ વેળા માણેકલાલ પોતાની ઓરડીના માસિક રૂ. ૧૦) દશ ભાડું આપતા. બાવાજી આ સાંભળી ઉઠ઼ ઉપડાવી ચાલ્યા. માણેકલાલ તેને થોડે સુધી મુકવા ગયા. રસ્તે બાવાજી બોલ્યા "બેટા, ભગત, સોડા વાટર પીલા" તેમણે દુકાનેથી સોડા પીધો. ચીરૂટ લીધી. વીશીના બાર આના લીધા. અને જતી વખત ફરી બીજે દીવસ આવવા કહ્યું, અને કહ્યું કે "મેરે લીયે એક અલગ ખોલી કીરાયે રખના" બીજે દીવસે તે આવ્યો અને તે તથા માણેકલાલ ભાડાની ઓરડી શોધવા ચાલ્યા. ઘણા માળામાં તપાસ કરી પણ બાવાને રૂ. ૨૫) થી ઓછા ભાડાની કોઈ ઓરડી પસંદ પડે નહી. માણેકલાલે કહ્યું, બાવાજી હમે કુટુંબ સાથે રૂ. ૧૦) દશની ઓરડીમાં રહીએ છઈએ. જવાબ મળ્યો. "હોગા. તુમ તો કુછભી કરો. મૈં કુછ રંડી બંડી તો નહી હું ? મેરે બાસ્તે અચ્છા મકાન વગેરા સબ કુછ ચાહીએ, તુમસે કુછ નહી હોગા. દેખો મેં અભી ટેલીગ્રામ દેતા હું. કલ રૂપે દોસો ૨૦૦) ફોરન આયગા" કહી બાવાજી ગુસ્સે થઇ ચાલ્યા. તેની રીસ અને પોતાને સંતોષ એમ માણેકલાલે સંતોષ માની ઝાંખે મોઢે ઘર તરફ પગલાં કર્યાં. ત્યાં માશીબાએ બાવાઓની સોબતના માઠા ફળ વિશે ફરી વિવેચન કર્યું. અને શાંતિકુંવરે તેમાં તાપસી પુરી સંતોષ વાળ્યો.

૨૮. એક મંગળ મૂર્તિ નામે બીજો બાવો અમારા શેઠ ભાઇદાસભાઇ પાસે આવતો હતો. અને ભાઇદાસ શેઠ તેનું સારૂં સન્માન કરી તેને ઠીક માલ મલીદા પૂરા પાડતા હતા, તેની સાથે માણેકલાલને વિવાદ થતો તે વિદ્વાન છતાં ભાઈદાસ ભાઇને કોઈ જ્ઞાન વિજ્ઞાન આપી શકયો ન હતો, તેના મનમાં એક દીવસ એમ આવ્યું

કે ભાઇદાસ શેઠ આગળ તેનું માન ધટે એવા માણેકલાલના પ્રયત્ન છે. એમ જાણી તેણે માણેકલાલને પ્રથમથીજ દાબવા માંડયા. અને આખરે વાદવિવાદ વધતાં વિખવાદ ઉત્પન્ન થયો. એક દીવસ "વેદ" વિશે માણેકલાલે દર્શાવેલા વિચાર ભાઇદાસ શેઠને જરા આકરા પડયા. અને ત્યારથી તેમનું દીલ માણેકલાલ ઉપરથી ઉઠી ગયું. આખરે રાજીનામું આપવા વખત આવ્યો. આમ નોકરીમાં સ્થળે સ્થળે રાજીનામાં અપાતાં દેખી લોકોએ માણેકલાલમાં અદૃઢતા છે, એવા આક્ષેપ મુકવા માંડયા. જો કે અભ્યાસની બાબતમાં માણેકલાલ એક નિશ્ચયવાળા ખંતીલા અને દૃઢ હતા. અને તેનેજ લીધે વખતો વખત આસપાસના સંજોગોમાં અદૃઢતા દૃષ્ટિગોચર થતી હતી. એ વાત બાહ્ય પ્રેક્ષકોના લક્ષમાં આવવા પામી નહી. મંડળનું ફંડ અને ઉત્સાહ પણ હવે ઘટી પડયા હતાં તેથી રાજીનામું આપી, M. A. ના અભ્યાસ ખંતથી કરવા માંડયો. સાથે સાથે શાંતિકુંવર પણ શાંતિ ધરી પોતાના અભ્યાસમાં ઉદ્યમી થઈ મંડયા રહ્યા, આ દંપતી વિદ્યાવિલાસી હોવાથી લક્ષ્મી કરતાં વિદ્યાને અગ્રસ્થાન આપતા. શાંતિકુંવર અંગ્રેજી અભ્યાસ પણ ખરી ખંતથી વધારવા લાગ્યા. શેક્સપીઅરની લૅમ્બ્સ ટેઇલ્સ પૂરી કરી. શાંતિકુંવરે દૃઢતા અને ખંતીલા પણું માણેકલાલનું જોઇ તેની પાસે તે શીખી લીધું એ તેને પતિ સમાગમનો લાભ થયો.

૨૯. સુરતમાં ગોપીપુરામાં હીરાલાલ ધરમદાસ સોલીસીટર રહેતા હતા. તે તથા માણેકલાલ સુરત હાઇસ્કુલમાં છઠા ધોરણમાં સહાધ્યાયી હતા ત્યારથીજ હીરાલાલ ઘણા હુંશીઆર હતા હિરાલાલને ઘેર અભ્યાસ કરવા માણેકલાલ જતા. અને તેને વાયુનો સખત

પ્રકોપ થયલો ત્યારે માણેકલાલે સારી સારવાર કરેલી તેથી તેના ઘરના સર્વે માણેકલાલ ઉપર માયા રાખતા. હીરાલાલના સારા થયા પછી માણેકલાલને ઘેર જાહેર પડદા ડ્રેસ આણી સાવકીમાનો ખેલ ભજવ્યો તેમાં હીરાલાલે મુખ્ય પાર્ટ લીધો હતો. આ વખતથી હીરાલાલના મોટાભાઇ રા. ચુનીલાલ ધરમદાસ સરૈયાનો માણેકલાલ ઉપર સારો પ્રેમ હતો. અને તેમણે મુંબઇમાં ઇન્ડીયન સ્પીશી બેંક કાઢી તેમાં માણેકલાલને ખુશીથી જોડયા. અને અમદાવાદ બ્રાંચ સ્થાપવા એજંટ તરીકે મોકલ્યા. તે વેળા અમદાવાદમાં પણ માશી મહાલક્ષ્મી તથા શાંતિકુંવર સાથેજ હતા.

૩૦. અમદાવાદમાં એક દીવાળી બ્હેન નામની વિધવાનું ઘર ભાડે રાખ્યું. તેણે એવી રીતે ઉપરનો ભાગ ભાડે આપ્યો કે તેમાં સમાસ કરવો ઘણો મુશ્કેલ હતો. એક બાજુએ પાણીનો છાંટો પણ નીચે નાંખી શકાય નહી. કેમકે વચમાંના ચોક વગેરેમાં તેનો પોતાનો વપરાશ હતો. અને ઘરધણી સાથે લડાઇ થાય તો તેમાં ભાડુતને ખમવું પડે. પરંતુ માશીબાના હાથ નીચે કેળવાયાથી ગંભીર બનેલી શાંતિકુંવરે અગવડમાં સગવડ કરી લઇ ગૃહ સંસાર ચતુરાઇથી મોટું મન રાખી નીભાવ્યો. એ રહવારે ચાર વાગે વ્હેલી ઉઠી ઉન્હું પાણી મૂકે. માણેકલાલ સ્નાનવિધિ કરી પ્રેમ દરવાજે પાટડી દરબારના ભાયાત સગા સરયુદાસ ઉર્ફે સરજુદાસજીની કથામાં સવારે ૭ વાગે હાજરી આપે. ત્યાં બે હજાર માણસ ભેગું મળેલું હોય. અને આનંદ આનંદ થઇ રહે. રામ નામની લૂટ ચાલે. રા. માણેકલાલના ગુરૂ અને મુરબ્બી મરહુમ જે રા. લલુભાઇ મોરધનદાસ સુરત વગેરે સ્થળે ફ. ક. મેજીસ્ટ્રેટ હતા, અને પુર્ણ વેદાન્તી હોઇ સન્યાસીઓના

પણ સન્યાસી હતા. તેમના ચિરંજીવી ચંદુલાલભાઇ પણ આ કથામાં હાજર રહેતા. આવી રીતે ધર્મ પરાયણ રહી આનંદમાં સુખ શાંતિમાં સમય વ્યતીત થવા લાગ્યો, અને એ પુણ્ય કાર્યમાં ખરી સહાયતા સૌ. શાંતિકુંવરની હતી. એ કથાની નોંધ રા. માણેકલાલે ઉતારી લીધેલી. જેનું મનન શાંતિકુંવર પ્રસંગોપાત કરી ધર્મ લાભ લેતા. માશીબા મહાલક્ષ્મી પણ આ પુણ્ય કાર્યમાં ઉત્તેજન આપી આનંદ માનતા.

૩૧. ઈંડિયન સ્પીશી બેંકમાં ઠીક નહીં પડવાથી રાજીનામું આપી રા. માણેકલાલ નવસારી હાઇસ્કુલમાં શિક્ષક તરીકે પાછા આવ્યા. એકવાર માનપાન લઇ વિદાય થયલાને ફરી નવસારી હાઇસ્કુલે ખુશીથી સ્વીકાર્યા. કેમકે હેડમાસ્તર રા. ધનજીશા એદલજી પટેલ પરોપકારી, મોટા દીલના, માયાળુ, દયાળુ અને ક્ષમાશીલ હોઇ પોતાના મિત્રને હરેક પળે સહાય થવા તૈયારજ હતા. અને એમનીજ કૃપા અને કાળજીથી માણેકલાલ વકીલની પરીક્ષા પસાર કરવા પામ્યા હતા, એમના પત્ની શીરીન બાઇ પણ તેવાજ મળતાવડા અને માયાળુ હતા. તેમની સાથે શાંતિકુંવરને ઓળખ થઇ. એ વેળા દુધીઆ તળાવ ઉપર પંડયા ખડકીમાં માણેકલાલનો મુકામ હતો. ત્યાં માણેકલાલ અને શાંતિકુંવર વારા ફરતી હારમોનીઅમ વગાડી ગાઇ બજાવી વખત આનંદમાં કાઢતા હતા. અને આખા મહોલ્લાને આનંદ મળતો અને આ અલૌકિક સુખી જોડું સર્વનું લક્ષ ખેંચતું હતુ. માણેકલાલની અદઢતા અને ફરતું મન ન્હાના મોટા ડાહ્યા ગાંડા સર્વને આક્ષેપ મુકવાનો એક વિષય થઇ પડયો હતો. પણ M. A. વગેરે મોટી પરીક્ષાઓ માટે જે મુખ્ય દઢતા અને

સ્થીરતાની જરૂર અને તેને લઇને તેની આસપાસની પરિસ્થિતિમાં ફરનાર નોકરી વગેરેનું ચક્કર ચક્કર ફરવું જરૂરી થઇ પડયું હતું એ કોઇના લક્ષમાં ભાગ્યેજ રહ્યું હતું.

૩૨. એવામાં આ સઘળા અનંદમાં ભંગ થવા એવું બન્યું કે શાંતિકુંવરને ટાઇફૉઇડ તાવ ૨૧ દીવસનો લાગુ પડયો. ડાકટર પાંતરાવાળાની દવા ચાલી, માત્ર દૂધ ઉપર અને દવા ઉપર ગુજારો ચાલવા લાગ્યો. ભાન મળે નહીં. અશક્તિ વધી. લવારો (Delirium) શરૂ થયો, ન્યુમોનીઆના ચિન્હ જણાયાં. આ સ્થીતિમાં નવસારીના પ્રખ્યાત વૈદ ભાનુભાઇને તેડાવ્યા. તેમણે પહેલેજ પડીકે સોનાના વરખમાં દવા આપી બાજી સુધારી. અને એકવીશમે દીવસે શાંતિ-કુંવરે જાગૃત થઇ સર્વેના મુખારવિંદ આનંદિત કીધા. આ વાત પણ મોટી ગઇ, આ વેળા બચશે એમ કોઇએ ધારેલું નહીં. આ વેળા ગોંડળથી રા. છોટાલાલ ભાઇ જે ત્યાં ગીરાસીઆ કૉલેજમાં શિક્ષક હતા તે, તથા સુરતથી રા. ભગવાનદાસ તથા વેસ્મેથી રા. છોટાલાલ સારવાર કરવા આવી પહોંચ્યા હતા.

૩૩. હાઇસ્કુલમાં માણેકલાલ બીજા વિષયો ઉપરાંત ઇંગ્લાંડ તથા હિંદુસ્તાનનો ઇતિહાસ શીખવતા હતા. અને શીખવતા હતા, તેની નોટ પોતે તૈયાર કરતા હતા. છોકરાઓને વર્ગમાં ઉતરાવતા અને શીખવતા. પોતે શિષ્યોમાં એવા હળી ગયા હતા કે છોકરાઓની પરીક્ષામાં પોતે સારા શિક્ષક તરીકે પસાર થઇ શિષ્યપ્રિય થયા હતા. રજાને દીવસે ડીબેટીંગ સોસાયટી ચલાવતા અથવા નિબંધ ભાષણ નાટય કાવ્ય વગેરે શીખવતા અને તેમાં છોકરાઓ ઉમંગથી ભાગ લેતા. માણેકલાલે રચેલો “લાવણ્યવતી ’ નામનો ત્રણ અંકી નાટક છોકરાઓને વાંચી સંભળાવ્યો. જે છોકરાઓને બહુજ સારો લાગ્યો.

એટલુંજ નહીં પણ તેમાંના ગાયનો કોઈ કોઇ લીટી છોકરાઓને મ્હોડે થઇ ગઇ. હજીએ ઘણે વરસે માણેકલાલને તેના જુના શિષ્ય મળે તો મોટે ઓદ્ધે ચડેલા છતાં "લાવણ્યવતી"માંની કોઈ લીટી બોલી સંભળાવી યાદ કરાવી આનંદ માને છે, એમાંનું એક ગાયન " સાક્ષાત રંભા તું આવી છે આંહી," જે ની. ૯ થી છાપ્યું છે. એ ગાયન તો ઘણાના દીલમાં ઠસી ગયલું હતું. એ "લાવણ્યવતી"નું લાવણ્ય શાંતિકુંવરમાં આબેહૂબ જોવામાં આવતું હતું.

૩૪. નવસારીમાં એક દીવસ રા. માણેકલાલ આ પ્રમાણે આનંદમાં વર્ગ ચલાવતા હતા. એવામાં એક તાર એમના શરનામાનો આવ્યો, તેમાં જણાવ્યું હતું કે કુશળ ગઢના દીવાનની જગ્યા ખાલી છે. મુખ્ય કારભારીની એ જગ્યા લેવી હોય તો તારથી ખબર આપો. તરતજ "હા" નો જવાબ તારથી આપ્યો. અને રતલામમાં પંચેડ ઠાકોરના મુકામ પર મેલાપ કરી કુશળગઢ રૂ. ૧૫૦) દોઢશોના માસિક પગાર ઉપર જવાનું નક્કી કર્યું.

૩૫. કુશળગઢ દક્ષિણ રજપુતાનામાં, ગુજરાતને છેડે દાહોદ ગોધરા તરફ બી. બી. એન્ડ સી. આઇ. નું સ્ટેશન બજરંગગઢ છે. ત્યાંથી વીશ માઇલ ઉપર એક નાનું સંસ્થાન ( Chiefship ) છે. ત્યાંના રાજા સિંહ જેવા ભવ્ય અને પ્રચંડ દેખાવના મારવાડી રાજા છે. એ જંગલી પ્રદેશ છે. પણ પૈસે ટકે સુખી મુલક છે. રાજ્ય નાનું પણ રળીઆમણું લાગે છે. સને ૧૯૧૧ ના ડીસેમ્બરમાં દીલ્હી દરબાર ભરાવાનો હતો. અને પ્રતાપી પંચમ જ્યોર્જ દીલ્હીમાં ગાદી નશીન થવાના હતા. તે પ્રસંગે કુશળગઢના રાજાને દીલ્હી જવાનું થાય તો સાથે વિદ્વાન ડાહ્યો અને બાહોશ કારભારી જોઇએ એમ

વિચાર ચાલતો હતો એવામાં દીલ્લી દરબારનું નોતરૂં આવ્યું. નાના સંસ્થાનમાં ખટપટ ભારે હોય છે. થોડા પાણીમાં હાર ઘણો હોય છે. તેમ અહીંપણ હતું. રા. માણેકલાલની નોકરી કુશળગઢ થતાં શાંતિકુંવરના મા બાપ કુશળગઢ સાથેજ હતા. શાંતિકુંવર ગૃહ સંસાર ચલાવતા, રતલામમાં હરી નામનો રસોઇઓ મદદ કરતો તેમ કુશળ ગઢમાં ભાગીરથ નામે રસોઇઓ મદદમાં હતો. સૌ. પાર્વતી સહુ પર દેખરેખ રાખી દીકરી જમાઇનું સુખ નિહાળી હરખના આંસુ પાડતા. માણેકલાલ અને શાંતિકુંવર આ દૈવી સંપત્તિવાળા દંપતી સ્વકર્તવ્ય પરાયણ થઈ જંગલમાં મંગળ કરવા લાગ્યા.

૩૬. પાસે વાંસવાડાનું રાજ્ય હતું. તેઓ કુશળગઢ ઉપર કટાક્ષ રાખતા. અને કુશળગઢને પોતાનાથી નીચી પાયરીનું ગણતા, પોતાનોજ વિભાગ જોરાવર થઇ પોતાનાથી અસલ છૂટો પડી ગયલો એમ માનતા તેથી તેની સ્વતંત્રતા તેનાથી ખમાતી નહી. અને પોલીટીકલ એજંટો તરફથી એ પ્રમાણે નીચી પાયરી કેટલીક બાબતમાં સ્થાપિત કરાવેલી પણ ખરી. પ્રશ્ન એ નીકળ્યો કે દીલ્હી દરબાર વેળા વાંસવાડાના કુંવર પરત્વે કુશળગઢના રાવજીની પાયરી કેવી ગણવી ? વાંસવાડાવાળાની તકરાર કે પિતાનું પદ પુત્ર લેય. કુશળગઢ કહે કે કુશળગઢના રાવજી વાંસવાડાના કુંવરથી ઉતરતી ખુરશી લેય નહિ. પણ સરખી ખુરસી સાથે સાથે રાખે આ બાબત ખાનગી રીતે હજારો રૂપીઆ ખર્ચ થતાં પણ નોક જળવાવી જોઇએ. દેશી રાજ્યની દીવાનગીરી એટલે ખટપટ કુનેહ અને સહનશીલતાના પાઠ ભણી તેમાં પસાર થવાની આવડત. કેટલીક ક્ષુલ્લક બાબતમાં પણ એ આવડત નહીં હોય તો નાલાયક ( unfit ).

પ્રભુકૃપા એવી કે જે હજારો રૂપીઆ ખરચતાં નહીં બન્યું તે એકા-એક નસીબ સંજોગે લાલા માણેકલાલના અનાયાસ પ્રયાસથી હિંદુસ્તાનના ગવર્નર જનરલના એજંટ ( એ. જી. જી. ) સર કોલવીન સાહેબને હાથે ફળીભૂત થયું. અને લાલા માણેકલાલના માન અને વાહવા એકદમ વધી ગયા. દીલ્હી દરબારની શોભા ઉમંગ અને ઉત્સાહનું વર્ણન કરી શકાય એમ નથી. દીલ્લી નંદનવન કે સ્વર્ગપુરી, ઇંદ્રપુરી, જેવું બની રહેલું હતું. લાખો માણસની ગીરદી. રાજા રજવાડાથી ભરપૂર. હરેક રાજા એક એકથી ચડીઆતે ખરચે બંગલાઓ શણગારવામાં સરસાઇ કરતા. નવી નવી કળા અને કારીગરીથી લાખો રૂપીઆનું પાણી કરી બેહદ શોભા કરી મુકી હતી. કુશળગઢની કાંપમાં ૬૧ માણસનો એક મહીના સુધી દીલ્હીમાં પડાવ હતો. ટાઢતો એવી સખત કે શ્રી. જમનાજીમાં બપોરે બાર વાગે સ્નાન કરતાં (ઝીલતાં) પણ ધ્રુજી જવાય. અને ઘણાજ ગરમ કપડાં ઉપરાંત તાપવામાં દેવતાનો મારો રાખ્યો નહી હોય તો માણસ અકડાઇ જઇ લાકડું બની જઈ રામશરણ થઇ જાય. ગાડી ગોડા મોટરોથી આખો મહિનો દોડંદોડ અને લાઇટ રેલ્વેમાં પાસેન્જરની ગીરદી હરેક જાતની રહેલ સપાટીમાં સમય વ્યતિત થતો. ઉંચે રસ્તેથી ગાડી કોઇ તુટી પડે તો નીચે રસ્તેના પૅસેન્જરોના પ્રાણ નીકળી જાય. તલપુર જગ્યા મળે નહીં. માણસોનો મહાસાગર છલકાઇ રહેલો. A. G. G. તો એકજ વખત મુલાકાત આપે, અને તે પણ ટેલીફોનથી જે વખત નક્કી કર્યો હોય તેજ વખતે મીનીટ બે મીનીટ મળે. કેમકે તેને દીલ્હી દરબાર વેળા એક મીનીટ પણ ફુરસદ હતી નહી. લાલા માણેકલાલને સર કોલવીન ( એ. જી. જી. ) સાથે એક મુલાકાત થઇ, તેમાં તો વાંસવાડા કુશળગઢનો પાછલો ઇતિહાસ ટુંકમાં યાદ

જણાવ્યો, પોલીટીકલ ઑફીસરોની કુશળગઢ રાવજી સાહેબ પ્રત્યે વખતો વખતની મદદો યાદ કરાવી, વિષય છેડયો. I will see ( ઠીક છે, જોઈશું ) નો જવાબ લઈ પાછા ફર્યા. Procession ( વરઘોડા )માં કુશળગઢના રાવજીને નોતરવા કે નહીં એ પ્રશ્ન હતો. અને રાવજી સાહેબને એ વાત સંદિગ્ધ લાગતી હતી. ઉઠતાં ઉઠતાં એ. જી. જી. બોલ્યા, તમારી ઘોડાગાડી કેવી છે ! લાલા માણેકલાલે જવાબ આપ્યો " હમણાં બીજી બે નવી અતિ ઉત્તમ મોટા ખર્ચે કરી મુંબઇથી ખાસ મંગાવેલી અત્રે આણી છે. " સાહેબે કહ્યું " ઠીક છે. તે બતાવજો. " સુરત તરફ પોલીટીકલ ઑફીસરોના લખાણમાં અને રજપુતાના તરફના પોલીટીકલ ઑફીસરોના લખાણોમાં અધિકાર પરત્વે તફાવત છે. કુશળગઢના કારભારીને પોલીટીકલ એજંટ સમાન અધિકારી જેવો ગણી વિવેક પૂર્વક લખાણ લખે છે. હુકમ કે ઉપરીપણું દર્શાવનાર લખાણ ભાગ્યેજ હોય. બેઠક પણ તે મુજબ હોય છે. અને પોલીટીકલ એજંટ તથા રેઝીડંટ સાથે મળવાના પ્રસંગ ઘણા આવતાં મહોબત અને માયા વધી જાય છે. અને મુખ્ય કારભારી અથવા દીવાનને રાયબહાદુર કે એવા બીજા ખેતાબો મળવામાં જરાએ મહેનત કે ઢીલ થતી નથી. લાલા માણેકલાલ પણ તે તરફ બાર મહીના વધુ રહ્યા હોત તો અનાયાસે રાયબહાદુર બની ગયા હોત. સાહેબે જે છેલ્લી વાત કહી તેનો લાભ લઇ બીજે દીવસે લાલા માણેકલાલ એ. જી. જી. ને તંબુએ બીજી મુલાકાતે આવ્યા. તો પ્રશ્ન થયો કે " કુશળગઢના કામદાર " તો એક વિઝીટ આપી ગયા છે. " ઘોડા ગાડીનું વિસ્મરણ થયું હોય એમ લાગ્યું. ઘણા કામમાં કયાં કયાં ધ્યાન આપે. લાલા માણેકલાલે જવાબ મોકલ્યો કે " મડમ સાહેબ માટે ઘોડા ગાડી આણેલી છે. "

મડમનું નામ સાંભળતાં સાહેબ અંદર બોલાવવાને બદલે તંબુમાંથી બહાર નીકળ્યા. સલામ થઇ. ગાડી પાસ થઈ. પાછી લઇ જવા હુકમ થયો. અને રાવજી સાહેબને પ્રોસેશનમાં લેવા ચીઠ્ઠી લખાઇ. બાંસવાડા વરઘોડામાં હાજર થાય અને કુશળગઢ રહી જાય, તો તો ખરેખરી નોક જાય. રાવજી સાહેબ સાથે બગીમાં લાલા માણેકલાલે પણ એ દીલ્લી દરબારમાં પ્રોસેશનમાં બીરાજી ભાગ લઇ પોતાને ભાગ્યશાળી માન્યા. અને લાલા માણેકલાલની વાહવા આ ફતેહ માટે ફરીથી રાવજી સાહેબે પોતાના તમામ ઑફીસરોમાં તથા આમ વર્ગમાં પ્રદર્શિત કરી અને કુશળગઢ ગયા ત્યારે દરબાર ભરી શાલ જોટા પાઘડીના શીરપાવ આપ્યા. આ વેળા સૌ. શાંતિકુંવર આ સર્વ જોઇ બે રીતે આનંદ પામ્યા. એક તો દીલ્હી દરબાર વેળા કુશળગઢમાં પતિ વિયોગે એકલા રહી અતિ ચિંતાતુર રહેલા. જીવ પતિમાં હતો. અને પતિ હવા પાણી વગેરેને લીધે આફતમાં હતા. વળી કંઇકના માઠા સમાચાર દીલ્લીથી આવતા તે કુશળગઢમાં રહેલા દરેકને વધાર ચિંતા ગ્રસ્ત બનાવતા. તેથી માન પાન સાથે પાછા ફરેલા લાલા માણેકલાલને ફરી મળતાં આવી પતિપ્રાણા પત્નીને આનંદ કેવો થાય તે અવર્ણનીય છે. માત્ર સહૃદય વાચકે આ વાંચીને જ તેની કલ્પના કરવી યોગ્ય થશે. આફત દૂર થઈ તેનો આનંદ અને માનપાન સહ વિજય મેળવી પાછા દર્શન દીધાં તેનો આનંદ. આ રીતે આ ભાગ્યશાળી પત્ની શાંતિકુંવરના સૌભાગ્યના નિમિત્તે તથા બળથી હરેક આફતમાંથી બચી જઇ કુશળગઢના કારભારી લાલા માણેકલાલ દીલ્હીથી સુખરૂપ અને ક્ષેમ કુશળ કુશળગઢ પાછા આવી લાગ્યા. અને આનંદ આનંદ વર્તી રહ્યો. એ વેળાનો સૌ. શાંતિકુંવરનો એક પત્ર નીં. ૧૦ થી છાપ્યો છે.

૩૭. રા. માણેકલાલ પ્રથમ ધરમપોરમાં મહારાણા શ્રી નારણદેવજી મહારાજના વખતમાં મહારાણા શ્રી મોહનદેવજીના માસ્તર હતા. ત્યારે એમને માટે એક નોકર એક ગરીબ ઘોડું જરાપણ તોફાન કરે નહીં એવું લઇ દરરોજ ઘોડે ફેરવતો. ત્યાર બાદ રતલામમાં સારા સારા મસ્ત ઘોડા ઉપર બેસવાનો ફરવાનો અને તેને પલોટવાનો પ્રસંગ આવ્યો. અને કુશળગઢમાં તો ઘોડે બેસવામાં કુશળ એવા કુશળગઢના કારભારી " એક ઘરડી ઘોડીને લાલ લગામ " લઇ એક દીવસ દીલ્લી દરબાર વેળા દીલ્લી શહેરમાં ફુલ પાવર સવાર થઇ જતા હતા. તે દરમ્યાન બે યુરોપીયન પોતાના સારા ઘોડા સાથે આ ઘોડીની ચાલથી આકર્ષાઇ પાછળ લાગ્યા. વગર બોલે સરસાઇ ચાલી. લાલા માણેકલાલની ઘોડીએ રંગ રાખ્યો. ઘોડી આગળને આગળ ચાલી. આખરે ઘણી આગળ થઇ ગઇ ત્યારે પાછળ પડનાર સ્વારો બીજે રસ્તે ફંટાઇ ગયા આ મહાવરો થવાનું કારણ એ હતું કે કુશળગઢના હાલના રાવજી સાહેબ રણજીતસિંહજી જ્યારે કુંવર હતા ત્યારથી તેવણ બાહોશ ઘોડેસ્વાર હોઈ લાલા માણેકલાલને પોતાની સાથે ઘોડે ફેરવતા. ઘરને બારણે માણેકલાલ ઘોડે સ્વાર થતા તે વેળા પતિને કંઈ વિઘ્ન આવે નહી તેથી દરરોજ શાંતિકુંવર જાતે હાજર રહી તમામ તૈયારી પોતાની દેખરેખ નીચે બરાબર થતી જોતા અને ખાત્રી થયે આનંદ પામતા. ઘોડે ફરી પતિ સહી સલામત પાછા ક્યારે આવે તેની આતુરતાથી રાહ જોતા.

૩૮. હવે આ વેળા શાંતિકુંવરને નવ માસ પૂરાં થતાં એક બાલિકા પ્રાપ્ત થઇ. તેનું નામ ઇંદુમતિ પાડયું. આ વેળાની પ્રસવ વેદના અને કષ્ટ વિશેષ છે એમ કેટલાક ખટપટી માણસોએ તે

વેળાના રાવજી સાહેબ ઉદયસિંહજીને કાને નાખ્યું. જેથી ત્યાંના વ્હેમ પ્રમાણે રાજ્ય સાથે દીવાનનો સંબંધ જોતાં રાજ્યનું અનિષ્ટ સૂચવે તેથી કેટલીક ખટપટ ઉભી થવા પામી. અને "ભાગીરથ" ને નોકરીમાંથી બીજે સ્થળે માણેકલાલની મરજી વિરૂધ મોકલવામાં આવ્યો. આ માનભંગથી "ભાગીરથ" ને ખાતર એ નિમિત્તે માણેકલાલે રાજીનામું આપવું ઉચિત ધાર્યું. અને સહ કુટુંબ સુરત આવવા નીકળ્યા.

૩૯. કુશળગઢથી બજરંગગઢ પાછા આવતાં ઘણુંજ વીત્યું. રસ્તામાં જંગલ હતું. સાથે કુશળગઢના સીપાઇઓ સીવાય બીજું કોઇ નહી. રાત અંધારી હતી. રા. માણેકલાલ, શાંતિકુંવર, સાસુ પાર્વતી અને નાની ઇંદુ, તેમજ બે ત્રણ ટ્રંકમાં રોકડ રૂપીઆ હતા. કેમકે નોટોનું ત્યાં મુદ્દલ ચલણ નહી. અધુરામાં પુરૂં ત્યાંથી ઉતાવળ કરી નીકળેલા એટલે પાછલો ચડેલો પગાર લેવા પણ રહેલા નહી. અને રખેને પોલીટીકલ એજંટ પાસે ફરીઆદ કરવા પહોંચી જશે એમ જાણી રૂા. ૬૦૦) છશોનો આશરો પાછળથી સ્વાર સાથે મોકલી આપેલો તે કોથળી છૂટી હતી. આ બધી મુશ્કેલી મુઝવણ કરે એમાં નવાઇ નહી. પરંતુ ભાગીરથ નીમકહલાલ નોકર હતો. તેનો ભગીરથ પ્રયત્ન ખરેખર સ્તુતિ પાત્ર હતો. આ બધું છતાં વચ્ચે મુકામ આવે છે ત્યાં રા. માણેકલાલને ગાઢ નિદ્રા આવી ગયલી પણ ભાગીરથ અખંડ ઉજાગરે જાગૃત રહી ચોકી કરતો. સીપાઇઓ તરવાર સાથે હતા તેઓના પગાર ઘણાજ ટુંકા હતા. તેઓની દેખરેખ નીચે બજરંગગઢ નજીક આવી પહોંચ્યા. માત્ર એક માઇલ બાકી રહ્યો, એવામાં અંધારે ગાડાં સામ સામા અફળાઇ એક ગાડું ખાડામાં પડતું અટક્યું. અને રૂપીઆ ખખડવા લાગ્યા.

દીવાસળી મળે નહીં. કેમકે બીડી પીવા રાખેલી દીવાસળી વાળો સીપાઈ ગામ નજીક આવતા આગળ નીકળી ગયલો. આમ તેણે જાણી જોઇને કર્યું હશે, બીજા સીપાઇઓની સામેલગીરી હશે. રક્ષણ માટેની તરવાર ભક્ષણ માટે તો નહીં વપરાય, એવા એવા કુતર્ક ખડા થયા. એવામાં એક બે સીપાઇ કયે માર્ગે ગાડા આગળ ચલાવવા તે જોવા માર્ગ શોધવા અંધારે બીજી બાજુ તરફ દોડયા એટલે વ્હેમમાં વધારો થયો. આ વેળા વિવિધ વિચાર શ્રેણી વણિક વર્ગને કેવી થઇ હશે, અને રાવણનું રાજ્ય નિભાવનાર વણિક, જેવા, કુશળગઢના કારભારીને કંઇ કંઇ થવા માંડયું. ખરેખર દ્રવ્ય મેળવવું મુશ્કેલ છે તેના કરતાં તેને સાચવવું વધુ મુશીબતમાં નાખનારૂં છે. ધનવાન નિરતિ ઉંઘી શકે નહી એ ખરૂં છે. જાનને જોખમ નથી, જાનમાલને જોખમ છે. તો પણ પ્રભુએ કેવી રીતે સર્વે સાંગોપાંગ પાર ઉતાર્યું તેની કલ્પના કરી લેવી બસ થશે. સૌ. પાર્વતી ડાહી, ગંભીર, અને સમયસૂચકતા વાળી તેણે સર્વ સામદામ ભેદથી ઠેકાણે પાડયું. સૌ. શાંતિકુંવરે પણ પોતાની શક્તિ અનુસાર સહાય આપી સંભાળ રાખી અને શામળા બજરંગીની સહાયથી સર્વે સહી સલામત બજરંગગઢ આવી પહોંચ્યા. પ્રભુએ રંગ રાખ્યો. આ રીતે બજરંગ ગઢથી રેલ્વેમાં તમામ માલમતા સુરત ઉતારી સર્વે રાજી થયાં.

૪૦. હવે મુંબઈ જઇ થોડો વખત રહેવા માટે અને ફાવે તો મુંબઇ નોકરી મેળવવા માટે નિશ્ચય કર્યો. અને કાલબાદેવી સેડ ઉપર એક ઓરડી રાખી, ત્યાં સાસુ પાર્વતી, શાંતિકુંવર, માણેકલાલ, અને ઇંદુમતિ રહ્યા, બેક મહીના ગૃહ સંસાર ચાલ્યો. પાર્વતી ભારે સહાયભૂત થયા. એવામાં ઇંદુમતિને મુંબઇમાં શીતળા કહાડ્યા. તેમાંથી

ઇંદુમતિને ચમક ચાલી. નાનાં છોકરાંને સાંગો પાંગ જાળવવાં મુશ્કેલ છે. પવન લાગી જવાથી ચમક થઇ એમ સમજાયું. બચ્ચાંની માવજત અને બચ્ચાં ઉછેરવાનું શિક્ષણ આપણી બાલ વધુઓને વધુ મળવું જરૂરનું છે. ઈંદુની તબીઅત નરમ રહેવા લાગી. સૈયડ કાકાનું કામ. ચચ્ચેકા પડતાં વાર લાગે નહી. પડોશમાં માણેકલાલની ફોઇના છોકરા રા. મનમોહનદાસ રહેતા હતા. તેની સ્ત્રી અંબા ભાભી બહુ માયાળુ અને ભોળા સ્વભાવના હતા. "રસોઇ અંબા ભાભીની જંબાની છે કે ?" એમ કહી સરવે જમણ વેળા આનંદ માનતા. અંબાભાભી ઈંદુની રાત દીવસ ફીકર રાખી બહુ કાળજી રાખતા. રોજ એક બે વાર ખબર લેવા આવતા. સગાંઓ સ્નેહને લીધે સ્નેહીની વિપત્તિ અને અનિષ્ટ ધારી લે છે. બન્યું પણ તેમજ. પડોશમાં કોઇનું મરણ થયું. એ રડારોળ સાંભળી એટલે સૌ અંબાએ એમજ ધાર્યું કે "ઇંદુ ગઇ" અને આંખમાં આંસુ લાવી તેવું પોતાની ચાલીમાં જાહેર કર્યું. પણ ઇશ્વર કૃપાથી તેમાંનું કાંઇ ન હતું. ત્યારબાદ ઇંદુની તબીઅત સુધારા પર છે, વગેરે જાણી શાંત પડયા. અને વાત ફેરવી નાંખી વાતને રૂડું રૂપ આપવામાં આવ્યું. ઇંદુ હજી પણ સૌ. શાંતિકુંવરની પ્રતિમા રૂપે હયાત છે. જો કે હવેતો "શાંતિબા" ના જવાથી નમાઇ થયલી ઇંદુ તથા વિલાસ હવે માતાથી વીખુટી થઇ સંસાર શેરીમાં રમણ ભ્રમણ કરી જેમ તેમ મન વાળે છે.

૪૧. ધાર્યું પાર ન ઉતરવાથી કંટાળી માણેકલાલ સુરત આવ્યા અને વકાલત નિમિત્તે સુરતની કોરટમાં જવા લાગ્યા. એક દીવસે એ અરસામાં સચીન કેસમાં જતાં નવસારી જવું થયું. અને નવસારીના દાણા પાણી હજી બાકી હશે તેથી ફરીથી નવસારી રહેવાનું

નક્કી કરી, ત્યાં વકીલાતે કરવા માંડી. હજી M. A. નો અભ્યાસ તો ચાલુજ હતો. "તત્વજ્ઞાન"નો વિષય બદલી "ભાષાઓ"નો વિષય તૈયાર થતો હતો. કેમકે મરતાં પહેલાં M. A. થવું, એ તેમનો દૃઢ સંકલ્પ હતો. હરેક જોખમે વેરેલો ખંત માણેકલાલમાં જોઇ શાંતિકુંવરે પણ લખેલો Essay cn Goodness (સુજનતાનો નિબંધ) ની. ૧૧ થી છાપ્યો છે. એમણે રવહરતે ટુંકમાં અંગ્રેજીમાં લખેલા ઇંગ્લાંડનો ઇતિહાસ ( History of England ), તથા એમના બીજાં અંગ્રેજી ભાષણ તથા અંગ્રેજી પત્રો તથા અંગ્રેજી ઉપયોગી વાકયો, જુદાં છપાવવાં યોગ્ય થશે. આંહી નવસારીમાં શાંતિકુંવરે બીજી છોડી વિલાસવતીને જન્મ આપ્યો. આ વેળા માણેકલાલનું રટુપીડ M. A. બહુ મહેનત આપતું હતું. કવિ દલપતરામે ભાગ્યહીન માટે ભુજંગી લખ્યો છે તે માણેકલાલને બરાબર લાગુ પડે છે. "બીજા સર્વે પેઠા પછી આપ પેસે, બીજા સર્વ બેઠા પછી આપ બેસે." તેમ પરણવાનું પણ મોટી વયે થયું. ને અભ્યાસમાં પણ પાછલી વયે બની આવ્યું. એમ હરેક કાર્યમાં તક જતી રહે અને પછી જાગે તેનું શું વળે ? અટળામણ મુઝવણ ઘણી થાય. મુશ્કેલીનો પાર નહી. ઘડીમાં એમ થાય કે જાણે અભ્યાસ છોડી દેવો વળી એમ થાય કે નહી. આ જન્મે M. A. તો થવુંજ. ગમે તેટલા ભોગે M. A. થવું. એમે કે તેમે પણ એમ. એ. તો કહેવડાવવું. વળી શ્લોક યાદ આવે કે "प्रारभ्यते न खलु विघ्नभयेननीचैः। प्रारभ्य विघ्न विहता विरमन्ति मध्याः ॥ विघ्नैः पुनः पुनरपि प्रति हन्यमाना प्रारब्ध मुत्तम जना न परित्यजन्ति. ॥ १ ॥

અનેકવાર એમ વિચારના આન્દોલનો ફરી ફરી સંદેહને હિંડોળે ચડાવી ચિત્તને અસ્ત વ્યસ્ત કરી નાંખતા વળી સ્મરણ થાય કે, "अनारंभोहि कार्याणां प्रथमं बुद्धि लक्षणं । आरब्धस्यान्त गमनं द्वितीयं बुद्धि लक्षणम् ॥ १ ॥ એ પ્રમાણે વિચાર શ્રેણીને પેલેપાર જઇ પૈસા વગેરેના ભારે નુકશાને પણ M. A. પસાર કરી ખરા કામમાં સ્વદક્ષતા સ્થાપિત કરી. આ વેળા શાંતિકુંવરે નવસારીમાં સ્ત્રીયોને અંગ્રેજી શીખવવા માટે એક વર્ગ ખોલ્યો હતો. તેમાં મોટે ભાગે પારસી બાળા અને પારસી સ્ત્રીયો આવતી હતી. એવું આશરે આઠેક મહીના ચાલ્યું. અને સૌ. શાંતિકુંવરની વાહવા સર્વ સ્થળે ગવાવા માંડી. વળી એમણે નવસારીના લક્ષ્મણ હૉલમાં "આત્મ ભોગનું રહસ્ય" એ વિષય ઉપર એક ભાષણ સ્ત્રી પુરૂષના ભવ્ય મેળાવડા તથા અમલદારો રૂબરૂ વગર સંકોચે આપ્યું. જે ની. ૧૨ થી છાપ્યું છે.

૪૨. નવસારીમાં માશીબા ( મહાલક્ષ્મી ) તથા શાંતિકુંવર, તથા માણેકલાલ, ઇંદુ, વિલાસ, ચીમન તથા માતુશ્રી શ્યામકુંવર આનંદે રહેતા હતા. એવામાં એક સવારે માશીબા એક સ્થળેથી સળગતું લાકડું બીજે સ્થળે ચુલામાં મુકવા જાય છે, કે તરતજ જાણે દૈવી કોપ થયો હોય તેમ અજાણતાં ચણગારી પડવાથી કે અકસ્માત થવાથી શાંતિકુંવરે પહેરેલું લુગડું લાખવાળું હશે તેથી એકદમ સળગ્યું. અને તરતજ ઘરના માણસો દોડી આવવાં છતાં એક કોપેલા અગ્નિ જેવા શાંતિકુંવર ભયંકર માતાજી હોય તેમ જે અમે— "હોલીમાતા ઝંખે" જેવા ભડકા મુક્ત ભડભડ સળગવા લાગ્યા

સતિની બૂમ કોઈ સાંભળે નહી તેવું થયું. કહેવાનું સાંભળવાનું થાય તે પહેલાં તો સળગતા એકદમ બેભાન થઇ ભાંય ઉપર પડી ગયા. પરંતુ માતુશ્રી શ્યામકુંવરે પોતે દાઝતાં છતાં તેનું બળતું કપડું કાઢવા પ્રયત્ન કર્યો. કંઇક કહાડયું પણ ખરૂં. ચીમન તો દિગમૂઢ થઇ ચિત્રવત્ ઉભોજ રહ્યો. પાણીનો પ્રયોગ કરવો કે કેમ તે સમજ પડે નહીં. કોઇ દાઝે ત્યારે શું કરવું તે ખબર નહી. પાણી રેડે તો પાકે તે ખબર નહી. આ વેળા આળોટવાનું કે ધુળ નાંખવાનું કે ગોદડા નાંખી હોલવવાનું કયાં યાદ આવે ? આખરે જેમ તેમ શાંત પડયું. પેટ અને પેડુનો ભાગ કંઇક સળગ્યો અને પ્હેરેલાં લુગડાની પાટલી કદણુ ઉંચી તેથી કંઇક બચાવ પણ થયો. લટીયાં સળગેલા ઠંડા પડયા. છાતી ઉપરનો ભાગ સળગેલો, એટલે સ્થીતિ ભયંકર. પ્રથમ તો અડોશી પડોશી એ બતાવેલા ચુનાના નીતરતાં આછા પાણીનો ઉપયોગ કર્યો. ઘી વગેરે ઘરગથુ ઉપાય કર્યા. ભાન આવ્યું. પણ બળતરા કેમે શમ નહીં. ડાકટરને તેડવા મોકલ્યા. તેમણે પારા વગેરે મલમ પટાના ઉપાય યોજ્યા. અને માતુશ્રી શ્યામકુંવરની ખંતીલી અને કાળજી ભરી મ્હાવજતે મહા મહા પ્રયત્ને ઘણે દહાડે સારૂં થયું. બાકી તેજ વખતે આ બીજી મોટી બાત હતી. આવી રીતે સળગેલા કોઇકજ કેસ સારા થાય છે. પરંતુ જમને બીજીવાર જવાબ દેવાને ભાગ્યશાળી શાંતિકુંવરનું પુણ્ય હજી તપતું હતું. તેમજ કદાચ તેમના લાગતા વળગતાના પુન્ય પણ આડે આવ્યાં હસે. આ વેળા અધુરામાં પૂરૂં શાંતિકુંવર સગર્ભા હતા. છોકરો આવ્યો, તે એક દીવસ જીવી મરણુ શરણુ થયો. આ બબનાએ શાંતિકુંવરને બચાવી, પરંતુ ગર્ભને તેની માઠી અસર થયલી. છોકરો જો મોટોક

આવ્યો હોત તો તેની માને પણ મરણ શરણ કરત. આવી આફત પ્રભુ કૃપાથી દૂર થઇ.

૪૬. હવે મોવાડેથી સૌ. પાર્વતી આવી લાગ્યા. હવા ફેર માટે જલાલપોરમાં રા. અનંતાનંદ પંડીત બંગલે રહેતા હતા તેમણે ત્યાં અરધા ભાગમાં ગોઠવણ કરી આપી તેથી માણેકલાલ સહકુટુંબ જલાલપોર આવ્યા અહીં સૌ. શાંતિકુંવર તથા રા. અનંતાનંદના ધર્મપત્ની સૌ. વીરમતી જે રા. બળવંતરાવ ત્રીપુરાશંકર વકીલના પુત્રી થાય છે તે બેઉ બહેનપણી એકબીજાની સાથે વિદ્યાવિનોદ વગેરેમાં સમય ગાળવા લાગ્યા. નવસારીની ઝનાના સ્કુલ તથા કન્યાશાળાની મુલાકાતે જઇ ત્યાંની વાર્ષિક પરીક્ષા લેવા માગણી થવાથી બેઉ બહેનપણીએ યથામતિ પરીક્ષા પણ લીધી. આવી રીતે અનેક નિર્દોષ રમત ગમત મોજ મઝામાં એક બીજાની સોબતમાં આનંદ મેળવતા હતા. અનંતાનંદના પિતા ઇંદિરાનંદ પણ તે વેળા ત્યાંજ હતા. ઈંદુભાઇને માણેકલાલ ઉપર એ સમયે સારી ચાહના હતી કેમકે ઈંદુભાઇ કવિતા લખતા અને વાંચતા તે માણેકલાલ પોતે કવિતાના શોખી હોવાથી તેનું રહસ્ય સમજી વખાણતા. પરંતુ એકવાર માણેકલાલે વીરમતીના બાપના તથા કાન્તા ભાભીના બાપના વખાણ કર્યા તેથી ઇંદુભાઇએ પોતાની વહેમી પ્રકૃતિથી ધાર્યું કે આ માણસ તરકટી છે. દુશ્મનની કૅમ્પમાંનો છે. અને "એને ઘરમાં રાખવો યોગ્ય નથી. ચીમન આવે છે તે દુશ્મનનો જાસુસ હોવો જોઇએ. બધા મળીને મોટું બંડ કર્યા વગર રહેવાના નથી." આ વાત તેણે અનંતાનંદને કહી. તેણે તેનો કંઇ અમલ કર્યો નહીં. હવે આ કલ્પના ઇંદુભાઇના મનમાં ને મનમાં ઘોળાયાં કરી. આખરે તે વાત ગંભીર રૂપ પકડશે એવું તે વેળા કોઇએ

આવ્યું નહીં. ગમે તેમ હોય તો પણ શેક્સપીયરના લીઑન્ટીસની પેઠે આ વ્હેમમાંથી ઉત્પન્ન થતું માનસિક દુ:ખ આગળ જતાં કુટુંબ વત્સલ અતિ પ્રેમી ઇંદુભાઇને પોતાનેજ ભોગવવું પડયું. ભલા વૃદ્ધ પુરૂષોની આવી સ્થીતિ અતિ દયા જનક અને શોચનીય છે. એ પરથી જુવાનીઆ-ઓએ ચેતતા રહી પોતાની વૃદ્ધાવસ્થા એવાં કારણોથી દુ:ખી થતી અટકાવવી જોઇએ. તેમ છતાં પ્રારબ્ધ યોગે આ સ્થળે આ બેઉ નિર્દોષ કુટુંબ બાળગોપાળ સાથે આનંદમાં વખત કહાડતા હતા, અને "સંતોષી તે સદા સુખી" એ કહેવતને ખરી પાડતા હતા.

૪૪. રા. માણેકલાલે M. A. પાસ કર્યાં પછી તરતજ ઍંગ્લો જરમન વૅારની અંગ્રેજી કવિતા ( War-Poem ) રચી કાઢી તે નવસારીના તે વેળાના મુનસફ રા. વેણીશંકર શુકલને વંચાવતાં પસંદ પડી. સુરતમાં જાણીતા અનુભવી અને સ્વતંત્ર વિચારના વકીલ રા. ગુલાબદાસજીને તથા નવસારી હાઇસ્કુલના વિદ્વાન હેડમાસ્તર રા. ધનજીશા પટેલને વંચાવતાં તેઓએ પણ પસંદ કરી. તેથી તે છપાવી મિત્રમંડળ માટે પ્રસિદ્ધિમાં મુકવા વિચાર થયો. એ અરસામાં શાંતિકુંવર સાથે માણેકલાલ પોતાના અંકલેશ્વરના મિત્ર મોહનલાલ લલ્લુભાઇ કાપડીઆને અને તેમના પત્ની કમળાને મળવા ગયા. કમળા માટે સૌ. ગજરાકુંવરે કવિતા લખેલી હતી અને જે સૌભાગ્ય કવિતામાં છપાઇ હતી, તે બેઉ બેનપણીએ વાંચી ગાઇ આનંદ મેળવ્યો. જેમાંની પ્હેલી બે લીટી નીચે મુજબ છે. "કમળા ગવરી મુજ બેનપણી, લખું પત્ર તને સગી બ્હેન ગણી." આ વેળા રા. અનંતાનંદ પંડીત ભરૂચમાં માસ્તર હતા. તેથી તેમને War-Poem બતાવવાને મસે માણેકલાલ ભરૂચ ગયા. ત્યાં અનંતાનંદે આવકાર આપ્યો. અને

સૌ. વીરમતીએ માણેકલાલને મેમાન ગણીને કંઇક ખાવા આપ્યું. ખાતાં ખાતાં વાતો ચાલી. ઇંદુભાઇને કાને અવાજ ગયો કે માણેકલાલ આવ્યા છે. તે વેળા તેમના મગજની સ્થીતિ બગડેલી હતી. અને તેમનો વ્હેમ અતિશય વધી ગયો હતો. જલાલપોરની વાત તરત ધ્યાનમાં આવતાંજ તેણે માણેકલાલ વિરૂધ લવારો કરવા માંડ્યો. ધોળે દીવસ માણેકલાલ છે કે કોઇ બીજું છે તે જોવા તથા નક્કી કરવા છેક માણેકલાલના મ્હોડા આગળ સળગતો મીણબતીનો ન્હાનો કકડો ધર્યો. માણેકલાલને આ દેખાવથી કંપારી છૂટી અને ઇંદુભાઇની દયાજનક સ્થીતિ જોઇ ઘણું દુઃખ પેદા થયું. જેમ તેમ ઘરમાંથી નીકળી આ અણધારી પીડાથી મુક્ત થયા. સૌ. વીરમતીએ ઘણી દલગીરી દર્શાવી. અનંતાનંદ થોડે સુધી મુકવા આવ્યા. અને દીલાસો આપી માઠું નહીં લગાડવા માણેકલાલને સમજાવ્યા. કહ્યું કે એકવાર મરહુમ રા. ગુલાબરાયને પણ એવીજ વીતાડી હતી. ઇંદુભાઇને અસલથીજ વ્હેમ ઘણો તે વધીને અર્થનો અનર્થજ કરે. જે પોતાનેજ નડે, અને જાતે કવિ એટલે કલ્પના શક્તિ ઘણીજ, બાપનો કુવો તે ડૂબી મરવાનો, કૂવામાં ઉતરે ખરા, પણ ઉતર્યા પછી ફસાય ત્યારે બૂમ મારે. એમની કલ્પના હરેક તર્કશાસ્ત્ર (Logic) ને કુદી જતી. એમને પોતાને કલાકના કલાક સુધી સ્ત્રીઓને સુધારવાને બહાને સ્ત્રીઓ સાથે બેસી વાણીવિનોદ કરવા બહુજ ગમતું. છતાં અન્ય પુરૂષ કોઇપણ સ્ત્રી સાથે કંઇ પણ વાત કરે તો તે તરતજ વ્હેમાઇ ગમે તે જાહેર કરવા ચૂકતા નહીં. શેક્સપીયરે "પોલોનીઅસ"નો ચિતાર આપ્યો તે વેળા ઇંદુભાઇને ભાગ્યેજ યાદ કર્યા હશે. આવી પ્રકૃતિ વૃદ્ધાવસ્થાની નબળાઇને લીધે હોય એમ જણાય છે. પરંતુ એ સ્વભાવ એમના પુત્ર વસુને પુષ્કળ

ત્રાસ દાયક નીવડી, તેમના મનને ઉદ્વેગકર થઈ પડે એ સ્વાભાવિક છે. તેઓ તેમ નહીં ગણે એ તેમની મોટાઈ અને વડીલ પ્રત્યેની પૂજ્ય બુદ્ધિ છે. તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. પરંતુ એનો ખ્યાલ ઇંદુભાઇને ભાગ્યેજ હશે. આ સઘળું શાંતિકુંવર આગળ માણેકલાલે વર્ણવી બતાવ્યું ત્યારે તેમને અતિશય માઠું લાગ્યું. છતાં ક્ષમાનો ગુણ સ્વીકારી છેવટ સુધી શાંતિકુંવરે ઇંદુભાઇને માઠું લાગવા જેવું એક પણ વેણ કહ્યું નથી. એ રીતે શાંતિકુંવરે કપટ રહિત, ભોળા પણ માયાળુ સ્વભાવથી પતિ પ્રત્યે પૂર્ણ પ્રેમ રાખી સર્વ તરફ સ્નેહદૃષ્ટિ દર્શાવી સર્વના મન આકર્ષી લીધાં હતાં.

## દોહરો.

કપટ ગાંઠ મનમેં નહીં, સબસોં સરલ સ્વભાવ;
નારાયણ તા ભક્તકી, લગી કીનારે નાવ. ૧

૪૫. હવે માણેકલાલનું સુરત પાછા ફરવું થયું. એ દરમ્યાન કઠોરના દાવજી અહમદજી માજુ એક કેસમાં એમને કઠોર તેડી ગયા. સુરતની નજીક હોવાથી તેમના આગ્રહથી તથા રા. મોતીલાલ ચંદ્રશંકર અને શેઠ ભીખાજી ભૂતાજી વગેરેનો આગ્રહ જોઈ સને ૧૯૧૫ ના નવેંબર માસમાં કઠોર જઈ ત્યાં વકાલત શરૂ કરી સહકુટુંબ કઠોર આવી રહ્યા. એ દરમ્યાન કઠોર જેવા એકાંત સ્થળમાં L.L.M. (કાયદાના ખાં) નો અભ્યાસ થશે એમ ધારી તે શરૂ કર્યો. L.L. M. ની પરીક્ષા સને ૧૯૧૯ ના માર્ચ માસમાં પાસ કરી. એ અરસામાં કઠોરમાં શાંતિકુંવરે એવી કોમળતા બતાવી કે "આખા કઠોરમાં છે કીર્તિ ઘેરઘેર" ન્હાના મોટાં તમામ સ્ત્રી પુરૂષો એક અવાજે એમના અતિશય વખાણ કરી રહ્યાં છે. અને

એ દેવાંશી ભાગ્યશાળી લક્ષ્મી સ્વરૂપ બહુ સારી હતી એમ હરેકના મ્હોડામાંથી સ્વાભાવિક પ્રશંસા વાક્ય નીકળી રહ્યાં છે. કોઠારમાં માતુશ્રી શ્યામકુંવર, માણેકલાલ, સૌ. પાર્વતી, શાંતિકુંવર, ઇંદુ તથા વિલાસ, ચીમન તથા તેની સ્ત્રી રૂખમણી વગેરે આનંદમાં દીવસ ગાળતા હતા. તે આનંદમાં વૃદ્ધિ થવા શાંતિકુંવરને પુત્ર પ્રસવ થવાથી અલૌકિક આનંદ થઇ રહ્યો. હવે એ નવો ઉધ્યમ ચાલ્યો. પ્રથમ કીકો નવસારીમાં થયો હતો તેનું નામ સત્યલાલ પાડયું હતું તે અસત્ય જગતને છોડી એક વરસનો થઇ ગુજરી ગયલો. અને આ બીજા કીકા દશ અગીઆર મહીનાના થવા પામ્યા. રોજ હાલરડાં ગવાતાં હતાં. ખાસ અંગ્રેજી હાલરડાં રચાયલાં મોઢે પણ થઇ ગયાં. એ હાલરડાં ની. ૧૩ થી છાપ્યાં છે. પણ "રોગનું ઘર ખાંસી" તેમ કીકાને ખાંસી થઇ. તે વધી પડી ડાક્ટરોની દવા ચાલુ થઈ. પરિણામ એ થયું કે કીકાએ બધાના મોઢાં ફીકાં કરી દીધાં. છેલ્લી ક્ષણે શાંતિકુંવર સામું એકી ટસે નજર મીલાવી એકી ટસે જોતાં કીકાએ ડોકી નાંખી દીધી. આ અપૂર્વ આનંદજનક પુત્ર, અતિ રૂપાળો, રઢીઆળો, વિશાળ પ્રફુલ્લિત નેત્ર કમળવાળો, રાજીવ લોચન પ્રાણી કોઇ કારમી, અલૌકિક, અણીઆળી, જાદુભરી, કામણગારી, આંખો વાળો જીવ, સર્વને રડાવી જોત જોતામાં ચાલતો થયો. આ માઠો બનાવ તા. ૧૬-૮-૧૯ ને રોજ બન્યો. સુખનું એક નાનું અમથું સ્વપ્નું થઇ ગયું. શાંતિકુંવરે " ઓ પ્રભુ, તું આપે છે શું કામ, અને આપે છે તો પાછા કેમ ઝુંટાવી લે છે ?" એમ કહી ધૈર્ય ધાર્યું. એ ઘા જાણે એકજ દીવસમાં રૂઝાતો જણાયો. ભગવદ્ગીતાદિ જ્ઞાનની વેદાન્ત વાણીથી બનેલી ચમત્કારી અસર કરતી દવાથી દીલાસો મળ્યો " કોના સુત કોની ત્રિયા, કોના માને બાપ ?"

એવાં એવાં વચનોથી મનનું સમાધાન કર્યું. આ પ્રમાણે કેટલેક વખતે સઘળું વિસારે પડયું. વળી સંસાર સારો ચાલવા માંડયો. માણેકલાલની વખતો વખતની વેદાન્ત વાણીથી તથા માણેકલાલના રચેલા બોધામૃત નામના વેદાન્ત પુસ્તકથી તેમજ મરહુમ રા. રા. લલુભાઈ ગોરધનદાસની અન્તિમ વાણી રૂપે પ્રકટ થયલા બીજા ભાગથી શાંતિકુંવરના મનનું સમાધાન થયું. શાંતિકુંવરને વેદાન્તનો બોધ ચિત્તમાં ચોંટયો હતો. કઠોરમાં એક દીવસ માણેકલાલ કોરટે ગયલા હતા. તે વેળા ચીમને તથા શાંતિકુંવરે તથા માતુશ્રી શ્યામ કુંવરે કાંઇ ગૃહ વ્યવસ્થા બાબતમાં બોલા ચાલી થાય અને એક બીજાના મન ઊંચા થાય એવો વિષય શોધી કાઢી મઝા માની હશે. તે વખતનું તે દૃશ્ય શાંતિકુંવરના મગજમાં અજબ રીતે ભરાઇ બેસી કોઇ ખૂણે ચોંટી રહેલું જણાયું. સંસાર સ્વપ્નવત્ મિથ્યા છે એ વાતનું વિસ્મરણ થયું, માણેકલાલ સાથે રહીને મ્હોટો ગુણ તો શાંતિકુંવરમાં એ આવ્યો હતો કે રીસનો છાંટો નહીં. માણેકલાલે રચેલી પંદર તીથી મોઢે કરેલી જે ની. ૧૪ થી છાપી છે. તે ગરબીથી લાભ એ થયો કે રીસાળ સ્વભાવ કદી દેખાડેલો નહીં. બલકે આચાર, પ્રચારમાં પણ મુદ્દલ રીસ ન રાખતાં એકદમ " નફ્ટાઇ હોય તેમ " જાણે કંઇ થયુંજ નથી, એમ મનવાળી કામ આગળ ચલાવતા; અને ગાડું સરલ ગબડાવતા. તેમ છતાં પોતાનો કુદરતી તીખો સ્વભાવ આ વેળા કોણ જાણે કયાં લપાઇ છુપાઇ રહ્યો કે તે વેળા સાંભળેલા અસહ્ય વેણો મરણ વેળા વૃત્તિ ઉપરનો કાબુ ખસી જતાં હૃદયભેદી બાણરૂપે બ્હાર પડયા. માણેકલાલ બહારથી આવ્યા એટલે એને ખબર પડી. એમણે પણ બેઉ પક્ષને શાંત પાડતાં માતુશ્રીને ખોટું નહી લાગે તેમ બેઉને કહેવાનું તે

કર્યું, તેથી પણ શાંતિકુંવરના મનમાં એમ આવ્યું હશે કે "આ ઘરમાં મારૂં કોઇ નથી." ત્રણ દીવસ એની એ વાત ચાલી પછી સહુ શાંત પડયું.

૪૬. દશા નાગર વણિક પરિષદનું વડનગર મુકામે પ્રથમ અધિવેશન તારીખ ૨-૪-૨૦ ને રોજ થયું. એ અવસરનો લાભ લેવા માણેકલાલ તથા શાંતિકુંવર બે ચાર દીવસ અગાઉ વડનગર જવા નીકળ્યા. દશાનાગર વણિકોના ઇષ્ટદેવ શ્રી હાટકેશ્વર મહાદેવનું પુન્ય વડું સ્થળ વડનગર છે ત્યાં જવાની હોંસ આ નિમિત્તે પરિપૂર્ણ થઇ. માતુશ્રી સ્યામકુંવર પાસે કઠોરમાં ઇંદુ વિલાસ રહ્યા. એ વેળા માતુશ્રીએ આ પ્રમાણે મોટી મદદ આપી સંગવડ કરી આપી. અમદાવાદ ઉતર્યા. રા. ભગવાનલાલ કશનલાલને ત્યાં મુકામ કરી તેમને સાથે લીધા. મોવાડેથી સૌ. પાર્વતી પણ આવ્યા. ગોર બાપુલાલ કડીથી પધાર્યા. આ મુજબ વડનગરમાં સર્વેનો ભેટો થયો. ત્યાં સારો બંગલો મુકામ માટે મળ્યો. માનપાન અને મોજમઝામાં આનંદ આનંદ થઈ રહ્યો. સૌ. શાંતિકુંવર, મીસીસખરશીવાળા શાંતિ ગવરીના એડી ડી કાંપ યાને સહચરી થઈ, સર્વ શુભ કાર્યમાં ભાગ લેવાં લાગ્યા. શાંતિકુંવરે "સ્ત્રી કેળવણી" નો ઠરાવ મુકી પરીષદમાં ભાષણ આપ્યું. તે ની. ૧૫ થી છાપ્યું છે. રૂ. ૧૨૫) સવાસો શાંતિકુંવરે પરિષદના ફંડમાં ભર્યા. એમના ભાષણના વખાણ સહૃદય સાક્ષર રાજેશ્રી સી, પી, મણીઆરે ઉત્તમ શબ્દોમાં કર્યા. હાલ એ સાક્ષર ત્યાર બાદ સ્વર્ગવાસી થયા છે, પણ તેમને હજી ઘણાં સંભારે છે. સૌ. શાંતિકુંવરે આપેલા આ ભાષણ સંબંધમાં જ્ઞાતિ ત્રિમાસિકના પ્રથમ અંકમાં પાન ૧૬ ઉપર શાંતિકુંવર માટે નીચે પ્રમાણે લેખ પ્રગટ થયો છે." ઠરાવ ૪ થો આ

પરિષદ "સ્ત્રી કેળવણી" ઉપર વધુ લક્ષ આપવા દરેક જ્ઞાતિ જનને આગ્રહ કરે છે." આ ઠરાવ સુરત નિવાસી અ. સૌ. શાંતિકુંવર માણેકલાલ સુતરીઆએ રજુ કરી તેનાં ઉપર ઉત્તમ રીતે વિવેચન કરતાં જણાવ્યું હતું કે—"કેળવણી એ પારસમણી છે, સ્ત્રીયો નરકનું દ્વાર નહીં પણ રત્નની ખાણ છે, હવે પારસમણી અને રત્નનો મેળાપ થાય ત્યારે તેમાંથી કેટલી સુંદરતા દીસી આવે છે! સ્ત્રીઓને નરકનું દ્વાર ગણનાર, સ્ત્રીઓને તેવી કેળવણી આપે છે માટે તે તેવી બને છે, પણ જો તેજ સ્ત્રીઓને કેળવણી જેવા પારસમણીનો યોગ કરાવો તો પછી તેનો ઝગઝગાટ કોઈ ઉત્તમ રીતનો માલમ પડી આવશે, કન્યા કેળવણી અને સ્ત્રી કેળવણીઉપરજ આપણી જ્ઞાતિની ઉન્નતિનો આધાર છે, કારણ કે તે ભાવી પત્નિઓ અને માતાઓ બનવાની છે તેમના વડેજ તમારે તમારા ગૃહસંસાર ઉજાળવાના છે, વિગેરે ઉત્તમ રીતે વિવેચન કર્યું હતું," ત્યારબાદ કઠોર પાછા આવવું થયું.

૪૭. હવે સુરતમાં રા. છોટાલાલભાઈના ત્રીજા પુત્ર શ્રીધરલાલ ઉર્ફે બાબુભાઈના લગ્ન થવાના હતા. ધાંગધ્રે આ વેળા છોટાલાલભાઈ કેળવણી ખાતાના ઉપરી હતા. તેથી મંડળી ધાંગધ્રેથી સુરત આવવાની હતી. કઠોરથી પણ બધાએ આ લગ્નમાં ભાગ લેવા સુરત જવું જોઇએ. માણેકલાલે કહ્યું કે એટલા આગળથી સુરત જવું સારૂં નથી. તમે સગર્ભા છો. તમારી તબીઅત એવી નથી કે ત્યાં તમે સર્વને રાજી રાખી લગ્નમાં ભાગ લઈ શકશો. "ના મ્હારે નવાં લુગડાં મારે માટે તથા છોકરીઓ માટે લેવાના છે" કહી સુરત જવા ઉતાવળ કરી. અને સર્વે ઇચ્છાને વશ થઈ સુરત આવ્યા. પણ માણેકલાલને

વચમાં વચમાં કોઇ કોઇ દીવસ કેસને માટે કઠોર જવું થતું. આ મુજબ એક દીવસ માણેકલાલની કઠોરમાં ગેરહાજરી દરમ્યાન ચડેલો ગર્ભ અધુરે ગયો. અને આ વાત કોઇને જણાવવામાં આવી નહીં. ગુપ્ત રાખવાની આ ભૂલ આખરે શાંતિકુંવરના અવસાનનું કારણ થઈ પડી. માતુશ્રી શ્યામકુંવરને પણ કહ્યું નહીં અને પોતેજ છાની વ્યવસ્થા કરી જાણે "રમત" હોય, અને કાંઈ બન્યુંજ નથી એમ જરાએ ગણકાર્યું નહીં. નાદાની અથવા ભૂલ અથવા બે દરકારી ક્યાં અને ક્યારે નડે તેની આ ભણેલી સમજુ ડાહી બાઇને આવી બાબતમાં બીન અનુભવી હોવાથી ખબર રહી નહીં. "આત્મભોગનું રહસ્ય" પોતે જાણતી હોય તેમ પોતે દુઃખ વેઠી લેવું, દુઃખની દરકાર કરવી નહીં, એવી સમજની હદ ઓળંગાઈ. કોઈ દીવસ દૂર સુધી પગે ચાલવાનો મ્હાવરો નહીં છતાં લુગડાં વસાવવાની હોસમાં તેજ દીવસે એક મોટે મંદીર સુધી ભટકવા ગયા. સાંજે બાલાજી આગળ ન્યાત જમતી હતી ત્યાં આવી સ્થીતિ છતાં જમવા ગયા. બધાએ એને સાજી ધારી જવા દીધી પરંતુ વસ્ત્ર બગડશે—દેહ રૂપી વસ્ત્ર બગડશે, એવો તો ખ્યાલ રાખ્યોજ નહીં. માતુશ્રી શ્યામકુંવરે શાખામણ દીધી કે ખાટું ખાતી નહીં. જરા શીરો ખાજે. આવી સ્થીતિમાં તેલની પુરી તેલના ચોળા વગેરે ખાવાને બદલે ન્યાતમાં ચીકટ વધે એવો ઘીનો શીરો ખાધો. અને ખટાશ ચાખી કે નહીં તે તો તેનું મન જાણે. કેમકે ખાધાથી શું થાય એવી જેની સમજ હતી, "જીવ તું શાને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તેમ કરે" એ સિદ્ધાંતનો અનર્થ કર્યો. "બૈરાંની બુદ્ધિ પગની પાનીએ" એ કહેવત સિદ્ધ કરી. એનું પરિણામ તરતજ ભયંકર થાત. પણ તેમ ન થતાં ધીરે ધીરે શરીરમાં વ્યાધિ પ્રગટ થઇ આખરે તેજ નિમિત્તે અવ-

ભાન થયું હોય એમ સબળ શંકા ઉત્પન્ન થઇ. પોતે સ્ત્રીઓની તનદુરસ્તી ઉપર ભાષણ આપેલું (જે નં. ૧૬ થી છાપ્યું છે) તેમ છતાં પોતાના શરીર માટે પોતે દરકાર રાખી નહીં. આ વખતથી જીર્ણજ્વર લાગુ પડયો. બ્હાર પણ સખત તાવ જારી થયો. બાબુભાઈના લગ્નમાં સતત પથારી વશ રહી કાંઈ ચીજ જીભ ઉપર મુકાઈ નહીં. તાવ તો ધીકે. અનેક તાવ ઉતારણ ઔષધી કર્યા છતાં તેની કંઈ ટીકી લાગી નહીં. એવામાં ચીમનભાઇ લીલી ટુંકી દ્રાક્ષ લાવ્યા ને ખાધી. તે દીવસે તો શીત આવ્યા. ઝોભા છૂટયા. અને આશા મુકાઈ. એક તરફ લગ્નની ધામધુમ અને બીજી તરફ આ ચિંતાતુર સ્થીતિ. થનાર વસ્તુ કેવી રીતે થાય છે, તે મનન કરવા જેવા પ્રસંગ જેને આવે છે તેજ તેનો અનુભવ મેળવે છે. પોતાના શરીર તરફ બેદરકાર રહેનાર સ્ત્રીઓને આમાંથી ભારે ધડો લેવાનો છે. પરંતુ આ સઘળું છતાં "જમને ત્રીજીવાર ફરી જવાબ દીધો કે ની" એમ કહી ખુશ થયા. નાહાનીનો એક નાનો દાખલો રમતને ખાતર લખીએ તો તે અસ્થાને ગણાશે નહીં. પ્રથમ મુંબઈમાં આવો એક હસવા જેવો પ્રયોગ શાંતિકુંવર કરતા હતા. મુંબાઇમાં ગાડી ઘોડા મોટર વગેરે ઘણા અને ચોતરફથી આવે તેમાં વળી નવું નવું મુંબઈ જોયલું એટલે સામી ગાડીઓ આવે ત્યારે પૂછીએ કે તમે જોઇને કેમ ચાલતા નથી. તો શ્રીયુત કવીશ્વર દલપતરામના મિથ્યાભિમાની જીવરામ ભટની માફક જવાબ દેતા કે "જાણી જોઇને સામા જવાનો પ્રયોગ (Experiment) કરૂં છું." ચાલાક અને ચતુર એટલે ગાડી ઘોડામાં સપડાયા નહીં. પરંતુ આ બધુ પ્રયોગ [illegible] પ્રયોગ શાંતિકુંવરે આ ગંભીર મંદવાડમાં અધુરે ગમની વાત ગુપ્ત રાખી હતી. પ્રભુકૃપા અને આત્મબળથી તે વેળા તો [illegible] ગયા. ધીરે ધીરે તાવ ઉતર્યો. પણ રગે રગમાં રોગ પેસી

રહ્યો. ત્યાર પછી એના મનથી અને બધાના મનથી એમ જણાયું કે એની તબીઅત સુધરી. પણ તલકચંદ વૈદની દવા ચાલતી હતી. તેણે તો ધારેલું કે લાંબો વખત દવા લેવાની જરૂર છે. અને આખરે શું થશે તે પણ તેમણે તો જાણી લીધું હશે. ત્યારબાદ બધાનું કઠોર જવું થયું. ત્યાંના બાહોશ ડાક્ટરોની દવા ચાલુ રાખી હોત તો પણ સર્વને સંતોષ રહેત. પરંતુ દવાનું આળસ અને કંટાળો સ્ત્રીઓને નડે છે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓને સુવાવડ એજ ઘણુંખરૂં મારી નાખે છે. હિંદુ સ્ત્રીઓ આ રોગથી વગર મોતે અકાળ મરણને શરણ થાય છે. તેમાં આ એક નવો નંબર ઉમેરાયો. હવે શાંતિકુંવરને આ મંદવાડની એ અસર થઈ કે અણુશક્તિ દિન પ્રતિ-દિન વધવા લાગી. લોહી ઉડવા લાગ્યું. ખવાવું ઓછું થયું. હાડકાં દેખાવા લાગ્યાં. હાડમાં તાવ ખરો. તોપણ સીનાથી સર્વ કામકાજ હોંસભેર થાય, તેથી સારૂં છે એમ ગણાવા લાગ્યું. એનું દુઃખ બીજાના ધ્યાનમાં શું આવે? એ આવવા દેય નહીં. દેખાડો કરે નહીં. બધાની દાઝ જાણે, ખરી સ્થીતિ જાહેર કરે તો ઢોંગ કરે છે એમ કહેવાની બીતિથી ન છૂટકેજ પોતાનું દુઃખ જણાવે. આ પ્રમાણે સારી તબીઅત ચાલે છે એમ બહારથી જણાવા માંડયું. એવામાં માતુશ્રીની તબીઅત પણ બરાબર ચાલે નહીં. ( એ વેળા માતુશ્રીની તબીઅત સંબંધમાં મળેલો પત્ર ની. ૧૭. થી છાપ્યો છે.) સર્વ સંજોગો જોતાં કઠોર છોડી સુરત પોતાના વતનમાં રહેવા માણેક-લાલે વિચાર કર્યો. પણ જે કેસો લીધેલા તે છૂટે નહીં. અને કઠોર છોડવાનો પ્રસંગ આવે નહીં. આ મુઝવણે માણેકલાલના મનની સ્થીતિને અસ્ત વ્યસ્ત કરી નાખી. પણ શાંતિકુંવરે ધૈર્ય [illegible] કાયમ રાખ્યું. અને માણેકલાલના હાલતા મગજને ટેકો આપ્યો.

૪૮. એવામાં પેટલાદ વાસી જ્ઞાતિ ભાઇઓના આગ્રહથી શાંતિ-કુંવર તથા ઇંદુવિલાસ સહ રા. માણેકલાલનું પેટલાદ જવું થયું. તે દરમ્યાન સૌ. શાંતિકુંવરે ત્યાંના સ્ત્રી વર્ગને બોધ આપી એવું તો વશી કરણ કીધું કે તેમને તેની બહુ સારી અસર થઈ અને તેઓ અદ્યાપિ સુધી શાંતિકુંવરને સરસ્વતી દેવીનો અવતાર માની તેમને દેવી તરીકે પૂજ્ય ગણે છે. અને તેમના બોધ મુજબ યથાર્થ વર્તે છે. પેટલાદની દશાનાગર જ્ઞાતિમાં મુખ્ય શેઠીઆઓ રા. જેઠાભાઈ તથા જીભાઈ તથા ચુનીભાઇ આશીવાળા તથા રા. નાથાલાલ છગનલાલ તથા રા. સોમાભાઈ તથા રા. ગડબડદાસ વગેરે સર્વ પંચ સમસ્ત આ દંપતી ઉપર સ્વાભાવિક સ્નેહ પૂર્ણ રીતે પ્રદર્શિત કરે છે. મણિ માણેકની પરીક્ષા ઝવેરી કરી શકે છે. સુજન સર્વત્ર સારૂં દેખે છે.

૪૯. પેટલાદથી કઠોર પાછા આવ્યા પછી કેટલેક વખતે તા. ૮–૩–૨૧ ને રોજ એક નોટીસ અહમદ હરીફ નામના સખસે રા. માણેકલાલને આપી કે " તમારે કઠોરનું ઘર ભાડે છે તે તા. ૮–૪–૨૧ ને રોજ ખાલી કરવું." માણેકલાલ વરસોથી રાખેલું ઘર એ નોટી-સને માન આપી ખાલી કરશે નહીં એવી સર્વની ધારણા હતી. પરંતુ દાવજી અહમદ માજુ પ્રથમ કઠોર તેડી ગયલો તે મરણ પામ્યો હતો. અને તેની વારસ તેની બ્હેનો જે આફ્રીકામાં છે તેને તેની મીલકતનો મોટો ભાગ મળ્યો હતો. તેમનો કુલ મુખત્યાર હાલમાં આ નોટીસ આપનાર અહમદ હરીફ હતો. માજુ માણેકલાલને કઠોર લાવેલો અને હરીફ હવે ઘર ખાલી કરાવે છે તો કઠોર સાથે હવે સંબંધ રહેવો નથી. એમ સમજ પડતાં કઠોરથી તેજ દીવસે મુકામ ઉઠાવી માણેકલાલ કુટુંબ સહીત સુરત આવ્યા. માત્ર એક

પોલીસ કડોર ખાતે બીજા એક મકાનમાં રાખી. સરકારી વકીલના હોદ્દાનું રાજીનામું તા. ૧૧-૩-૨૧ ને રોજ લખી મોકલ્યું. પણ તે તા. ૧૬-૬-૨૧ સુધી મંજુર થયું નહીં. અને સૌ. શાંતિકુંવરના અવસાન આગમચ ત્રણ દીવસ પહેલાં પણ કડોર સરકારી ફોજદારી કેસ ચલાવવા જવું પડયું. એક તરફ માજી શ્યામકુંવરની ગંભીર માંદગી-મરણ પથારી-તેમાંથી શાંતિકુંવરે તથા મોટા ભાઈ છોટાલાલના મોટી દીકરી સૌ. સરસ્વતી બ્હેને રૂડી સારવાર તથા મ્હાવજત કરી માતાજીની તબીઅત ટગુમગુ ઠેકાણે આણી. પરંતુ શાંતિકુંવરને થયલા અખંડ ઉજાગરાએ તેની પ્રથમની નબળાઇમાં ઉમેરો કીધો. તેમ છતાં સુરતમાં તા. ૨૦-૫-૨૧ને રોજ શ્રીયુત્ ગાંધીજી પધાર્યા તેના મેલાવડામાં સવાર સાંજ હાજર રહી નાણાં ભરી રાજી થયા. સ્વ કર્તવ્ય પરાયણ થવું, સ્વભોગે પણ ગૃહ વ્યવસ્થા તરફ ના કહેવા છતાં અતિશય કાળજી અને મમત રાખવો, આ સર્વ દુઃખમાં અથાણા પાપડ મુરબ્બા સખત મના કરવા છતાં એકલે હાથે તૈયાર કરવા, માલમસાલા આણી આપવા ના કહ્યા છતાં પાસે પૈસા અને ગૃહવ્યવસ્થા હાથમાં એટલે માણેકલાલ કડોર જાય તે દીવસે એવું એવું તૈયાર કરવું, આવી હોંસ પુરી પાડવા આ સઘળું મરી તફડીને કરવા છતાં, અને પોતાનાંથી પેટ પૂર ખવાતું નથી એમ જાણવા છતાં દુઃખ ખમવાની સહન શીલતા રાખવી, હરેક કાર્યનો ઉમંગ તેમાં જેને તેને જમવા તેડવા જમાડવા વગેરે હરેક હોંસ નિર્દોષ સુજનતાથી પુરી પાડવી-એમ કરી સમય કહાડવા માંડયો. કોઈ દીવસ આજ્ઞા તોડેલી નહીં છતાં, જાણે આત્મ ભોગનું રહસ્ય સમજાવતા હોય અને પાપડ અથાણા મુરબા પોતાના અવસાન પછી પાછળથી પતિને કામ આવશે એમ સમજી તૈયાર કર્યા હોયની મતે

બન્યું. પતિની મુઝવણુ હર પ્રકારે દુર કરવાનો દરેક પ્રયાસ હતો. જમરાજા તો માણેકલાલ પાસે એક માણુસ માગતો હતો. અને તે માણેકલાલ પાસે લીધા વિના નહીં છોડે. અને માણેકલાલ પોતાની માતુશ્રીને કે પોતાની પત્નીને આપવા કરતાં પોતાની મોટી ઉમરમાં પોતે જવું રખેને પસંદ કરે. તે બધી મુઝવણુનો નીકાલ પોતેજ જમનો ભોગ થઇ આ દુઃખદ રીતે કીધો. પેટમાં દુઃખાવું પાછું જારી થયું. એક દીવસ કઠોર રોકાયા તે ગેર હાજરીમાં દવા કરવી બંધ કરી દીધી. અને જાણે હમેશને માટે સારૂં થઈ ગયું હોય તેમ મરતાં પહેલાં પંદર દીવસ ઉપર તો રસોઇનો જાતે સમારંભ કરી કુંટુંબને જમવા તેડી સર્વ વસ્તુ તૈયાર કરી જમાડયા, અને પછી પોતાના ભાઈ ચીમનલાલ વલસાડમાં રેલ્વે નોકર છે. ત્યાં તેને મળવા જવા, હવા ફેર કરવા, જગાફેર કરવા, ઈચ્છા કરી તરતજ કાગળ લખ્યો. જેથી શાંન્તિકુંવરનો નાનો ભાઈ રમણુ જે વલસાડ હતો તે સુરત તેડવા આવ્યો; પરંતુ તેજ દિવસે પાછો પેટમાં સખત દુઃખાવો થઈ આવ્યો. અધુરે ગયેલું ત્યારતું કંઇ મેલું રહી ગયું હોય તેથી અથવા બીજા કોઇ કારણુથી પેટનો કે પેઢુનો દુઃખાવો છે તે સમજાયું નહિ. રમણુ તેડવા આવેલો તે આવી સ્થિતિ જોઇને દવાદારૂ સારવારમાં તથા ગૃહ વ્યવસ્થામાં રોકાઈ ગયો અને ત્રણુ ચાર દિવસે ડોક્ટરની દવાથી ફેર પડયો એટલે રમણુને વલસાડ મોકલી દીધો. બીજે દિવસે શાંતિકુંવરના આગ્રહથી તેને તથા ઇંદુવિલાસને તેડી માણેકલાલ વલસાડ જવા નીકળ્યા. જતી વેળા દુઃખાવો હતો છતાં જવાની હોંસમાં તે વાત છુપાવા માંડી. વલસાડમાં પોતાના પિતાને તથા ભાઇઓને મળવા જવા માટે ના કહેવી ઠીક લાગે નહિ તેથી એજ ગાડીમાં આગળ વધ્યા. સુરતથી ટીકીટ કરાવી વલસાડ આવી

પહોંચ્યા. ત્યાં વરસાદ ઘણોજ હતો. જેમ તેમ મુકામ પર પહોંચ્યા. નસીબ સંજોગે ત્યાં એમના ભાભીના હાથ ઓકળા ન હોવાથી શાંતિકુંવરે ચૂલો સંભાળ્યો. વગર મોણનો લોટ એના બાપે બાંધેલો તેની બે ઘઉંની રોટલી દુ:ખતે પેટે ખાધી. ત્યાં દશપંદર દિવસ રહેશે એમ સમજી માણેકલાલ પાછા ફર્યા અને કહેતા ગયા કે કામ પડે તો તેડાવજો. બીજે દિવસે કંઈ ખબર આવ્યા નહિ. રમણ વલસાડથી અમદાવાદ જવાનો હતો તેથી સુરત સ્ટેશન ઉપર માણેકલાલે ખબર કાઢી પણ રમણને દીઠો નહિ. એક દિવસ વાટ જોવી એમ ધારી માણેકલાલ ઘેર આવ્યા. બીજે દિવસે ચીમનનો પત્ર આવ્યો કે અહિં બ્હેનને દુ:ખાવો વિશેષ છે. પીચકારી (anima) થી ઝાડો થયો છે. ત્રણ ત્રણ દાકતરો આવે છે પણ કંઇ ફાયદો જણાતો નથી. તેથી તમારા દાકતરની સલાહ લઇને આવો. પત્ર વાંચી ગભરાટમાં ભાઇ છોટાલાલને ખબર આપી. માતુશ્રીએ કપિલાશંકર વૈદ્યને તેડી જવા સલાહ આપી. માણેકલાલ ડોકટર કપિલાશંકરને ત્યાંજ જમી લઈ તેને સાથે લઇ વલસાડ ગયા. તો ત્યાં ખબર મળ્યાં કે શાંતિકુંવર ચિમન વગેરે સુરત ગયા છે. આ પ્રમાણે વિયોગ થવાની શરૂઆત થઇ. આ દુ:ખણું મટશે નહિ એવી ખાતરી થઈ હશે તેથી સુરત પાછા ફર્યા જણાય છે. સામી આગગાડી તપાસેલી પણ પવન વેગે જાય તેમાં માણસના ચહેરા પણ જણાય નહિ તો પોતાના માણસ તેમાં પેસેન્જર છે કે નહિ તે શી ખબર પડે? અહિં એ લોક સુરત આવી ઘેર ઉતર્યા પણ ઘરની કુંચી માણેકલાલ પાસે હતી એટલે શું કરશે એ વિચાર થઈ પડયો. પરંતુ સુરતમાં આવતાં બાબુભાઈ બીજી કુંચીઓ લઈ આવ્યા, તાળું ખોલ્યું અને ઘરમાં દાખલ થયા. ચીમન વલસાડ પાછો ગયો. અહિં તો દુ:ખાવો સમાય નહિ એવો

સખત ચાલુ થયો. ટલવલાટ ઘણો ચાલ્યો, કંઈક ઉપચારોથી દુઃખાવો જરા શમ્યો. રાતે દશ વાગે માણેકલાલ આવી પહોંચ્યા અને ડોકટર કપિલાશંકરે એક પડિકું આપ્યું. રાતમાં ફરી તેને તેડવા જવા આગ્રહ થયો. તેડી લાવ્યા તેમણે બીજું પડિકું આપ્યું પણ શ્વાસ ઉપડયો છે એમ તેને જણાતાં તે તરતજ ઘેર દોડયા અને પેટ પર ચોપડવાની દવા પવન વેગે લઈ આવ્યા. પણ મામલો બગડતો ગયો. હવે ધીરજ રહી નહિ, અને શાંતિકુંવરે ઉધનાવાળા ડોકટરને ફરી તેડાવ્યા. તે આવ્યા તેમની જે દવાથી અગાઉ મટયું હતું તે તેમણે ચાલુ કરી પણ આ વખત ટાંકી લાગી નહિ જુલાબ આપ્યાથી મહા મહેનતે ઝાડો થયો છતાં દુઃખાવો મટયો નહિ. ત્યારે પિચકારી (anima) આપી તેથી મોટું આંતરડું સાફ થયું પણ નાના આંતરડામાં કે કોઇ બીજે સ્થળે મેલ કે મેલ રહી ગયું. કંઇ સમજાયું નહિ. નાડ જલદી ચાલવા લાગી. હાથ પગ ( Extremities ) ઠંડા થતા જણાયા, અને બીજો ડોકટર લાવવા દરદીએ ઇચ્છા જણાવી ત્યારે ડોકટર મનંત રાયજીને તેડાવ્યા તેમણે દવા આપી પેટમાં દુઃખતું મટાડયું. પણ હવે પેટ ચઢવા માંડયું. પ્રથમથીજ પાણી કે દવા ટકવાની મુશ્કેલી હતી. ઓકારી થતાં નીકળી જતું હતું રાઇનું પોટિશ કરી બરફ સાથે પાણી કે દવા જે આપીએ તે હવે ટકવા લાગ્યું. પણ બીજે દિવસે ડોકટર આવ્યા ત્યારે તેમણે જણાવ્યું કે ગમે તે કારણ હોય પણ હાર્ટ નબળું પડતું જાય છે. આ પ્રમાણે હૃદયની નબળાઇ જોઇ ડોકટરે એંશી ટકા આશા છોડી પણ દવા ચાલુ રાખવા મોકલી. આવેલા ત્રિદોષ ( Delirium ) શરૂ થઇ ચૂકયો હતો. અસમંજસ વાકયો બોલાતાં હતાં. " પતિ ! તમે મને કહાડી મૂકશો ? એમ ગળે પડવાના

વાકયો નીકળવા મંડયા. ઘડીમાં ભાન અને ઘડિમાં બે ભાન. પંખો નંખાતો હતો તે પંખાની કાલી દાંડી આંખે ઝાંખ આવેલી તેથી ઝાંખી દેખાય અને દવા કે પાણી પીવાનું યાદ આવે તેથી અકે કે "પંખાની કાલી દાંડી પી જઈએ ?" એમ અનેક વાંકી ચૂકી ગોઠવણો ચાલી. લૂગડા ખસેડવાનો ચાળો–ડાહોસનેપાત શરૂ થયો. ઘડિમાં હસે, ઘડીમાં રડે, લકવા, ( Paralysis ) ના તથા ઘેલછા ( Hysteria ) ના ચિન્હો જણાયા "એમ કેમ કરો છો ? એમ કેમ કરો છો ?" વગેરેના નવતરાં દશ્ય નજર આગળ ખડાં થયા તે દેખી કંઇ કંઇ લવારો કરવા માંડયો. ત્યાર પછી સાંભળનારનું કલેજું ફાડી નાખે એવા દુઃખી અવાજે ( Plaintive mood )માં એક લવારો ( તા, ૧૮–૬–૨૧ ને રોજ સાંજે ) અજબ પ્રકારનો થયો. તેથી સઘળાનાં મન વીધાયાં "રા. ભગવાનલાલ કસનલાલને ઉદ્દેશી કહેવા માંડયું. કે" અરે ભગુભાઇ ! અહિં મારૂં કોઇ નથી. તમે જુવો કે આ ઘરમાં મને શું સુખ છે ? તમે અમારી ચંપીને કેવું સુખ આપો છો ? અહિં તો હું તાપીએ પડુ કે શું કરૂં ? કાલે જરૂર તાપીમાં પડીશ. ત્રણ દિવસથી નાટક થાય છે તે જોઉં છું. પણ હું બધુંએ સમજું છું. "આ ઉલટી સ્થિતિ જોઇ ધીરજ નહિ રહેતાં માણેકલાલે મોટે ઘાંટે રડતાં કહ્યું "શાંતિ ! શાંતિ ! આ શું ?" તરત કંઇક ક્ષોભ પામી ભાનમાં બે ભાનમાં "ના મારા વ્હાલા ! તારી શાન્તિ અહિંજ છે. તારી તરફથી મને કોઈ દિવસ કંઈ દુઃખ થયું નથી. તારા જેવા પતિ ભવો ભવ મળજો." વગેરે વગેરે લવારો ચાલ્યો. પછી વળી ભાનમાં હોય તેમ છેવટનો ચાર્જ સોંપવા માંડયો. "હવે તમે તમારૂં તપાસી લો. રૂપિયા ફલાણે ઠેકાણે છે. નોટો ફલાણે ઠેકાણે દર દાગીના ફલાણે. મેં કંઈ ચારા.

પિયેરીયાને આપ્યું નથી. જે મારાપર ખોટો આક્ષેપ મૂકશે તે–તે. તે " વળી કંઇક ભાન આવ્યું. માણેકલાલે કહ્યું. " મેં બધું તપાસી જોયું. બધું બરાબર છે. ફીકર કરીશ નહિ. જે કહેશે તે જખ મારે છે. તેં કોઇને કંઇ આપ્યું નથી. કંઇ એવું થયું નથી " હવે પોતે ખાતરી કરી લીધી કે છેલ્લી ઘડી છે. પણ ચીમન આવ્યો નહિ. વચમાં ચીમન આવ્યો છે એવું ભાન થયું " હા ભાઇ ! ચીમન" એમ કહી મન વાળ્યું. પાસે બેઠેલા સરસ્વતી બેનને વખતો વખત મણીબેન કહી સંબોધ્યા. કઠોરના જેસંગભાઇ ડાકટરના ધણીયાણી મણી બેન સાથે ઘણા બેનપણાં તેથી તેમને યાદ કર્યા. અને પૂછ્યું. આ મણી બેન પણ આવ્યા છે કે ? " 'હા' નો જવાબ મળતાં સંતોષ મેળવ્યો. પરંતુ હવે બોલ ઉંડુ ઉંડુ બોલાતો હોય એમ લાગ્યું. જીભ થડકાતી ગઇ. ગભરાટમાં આમ જોય ને તેમ જોય. બાવરા બાવરા, નજર ફાટેલી, જોવામાં જાણે દૃષ્ટિ વાંકી વળી ગયેલી, આ વેળા જાણે પોતાની વ્હાલી મા પાર્વતીની વાટ જોઇ તેને માટેજ જીવ ટકાવી રાખ્યો હોયની એમ જણાયું. તે આવશે એમ સંભવ ન હતો, મંદવાડ એવી ઝડપથી વધી ગયો કે ગભરામણનો લખેલો પત્ર તેને એટલામાં પહોંચે એમ નહતું. ચીમનને પત્ર લખેલો અને તે વસ્તુ સ્થિતિ જાણતો હતો તેમ છતાં આજ જાઉં કાલ જાઉં કરતાં તે વખતસર આવી શક્યો નહિ, પણ મા દિકરીનું મળવું સરજીત તેથી રાતે એક બે વાગે ઘોડાગાડી બારણામાં આવી ઉભી અને સાસુ પાર્વતી તેમાંથી ઉતર્યા. માણેકલાલનો પત્ર તો તેને પહોંચેલો નહિ. પરંતુ વલસાડથી સુરત આવતી વેળા શાંતિકુંવરે વલસાડથી એક પત્ર લખાવેલો કે " તારી શાન્તિનું મોં જોવું હોય તો સુરત તરત આવજે " તે પહોંચેથી પાર્વતી વખતસર આવી લાગ્યા.

એ ભાનમાં ચિત્ત તે તરફ ગયું અને પાર્વતી એવો અવાજ સાંભળતાંજ લવારો ચાલ્યો કે "ચાલો આપણે સાથે જશું! પૂછ્યું કે "ક્યાં કઠોર?" (કેમ કે તા. ૩૦ મી એ બધાએ કઠોર જવાનું આગળથી નક્કી કરેલું હતું) "હા ચાલો" એમ કહી પાલીબાને મળવા એક કુદાકડો માર્યો અને કહ્યું કે "આ સાયણ તો આવ્યું" આવો લવારો અને બે ભાન પણું છતાં પાલીબા આવતાંજ અજબ ફેરફાર થયો. એકદમ ભાન પાછું આવ્યું. દુઃખ દરદ દીપ્યું, શાંતિકુંવર બોલ્યા "બા આવી?" મા દિકરી મલ્યા, ભેટયા અને રડયા. પછી ભાન ચાલુ રહ્યું. એકદમ સ્થિતિ બદલાઇ. સારી જણાઇ. ઉપચાર ચાલ્યા.

૫૦. પાલી બા આવતાં માણેકલાલનો અડધો ભાર ને અડધું દુઃખ ઓછાં થઇ ગયાં. જો માદિકરીનો વિયોગ રહી જાત, તો આખી જીંદગી માણેકલાલને એ ઘા સખત સાલત. પરંતુ એકદમ મરણ થશે એમ ધારેલું નહિ. દૈવે આડી અંધારી નાખી હોય તેમ આ મૂઝાયેલા માનવીને કંઇ સમજ પડી નહિ. ચોવીસે કલાક ચાકરી કરવામાં ક્યાં શું થાય છે, અઠવાડિયું કેવે વેગે ચાલ્યું જાય છે, તે ખબર રહિ નહિ. બિચારાં પરોપકારી સ્ત્રી પુરૂષોની મદદ દરેક રીતે સારી છતાં કોઇને પણ તેડાવવાની કે કાગળ લખવાની માણેકલાલને ફુરસદ મળી નહિ. એમ છતાં મા દિકરીનો મેળાપ થયો અને તેથી જે સંતોષ એમને મલ્યો તે અવર્ણનીય છે. મા દિકરીનો આ છેલ્લો ભેટો વખતસર થયાથી માણેકલાલને પણ બહુ દિલાસો મલ્યો. આવી ભાનવાળી શાંતસ્થિતિ બીજે દિવસે સવારના આઠ વાગ્યા સુધી રહી. જાણે દુઃખ બધું શમી ગયું. દરદ દીપ્યું. અધુરામાં પુરૂ ચાર દિવસ

છેટે બેઠા હતા અને ચોથે દિવસે મા દિકરીનો મેળાપ થયો તેથી ન્હવાડીને જુદી પથારીએ સુવાડી. હવે શાંતિકુંવરને દિકરીઓ યાદ આવી. વિલાસને મોઢા આગળ બોલાવી માણેકલાલ પાસેથી રૂપિયા લઈ વિલાસના હાથમાં બે રૂપિયા મૂક્યા અને કહ્યું કે પાલીઆને મૂક્યા આપ. તેણે પૂછ્યું, "ઇન્દુને નહિ?" કહે કે 'પછી' એમ કહી સંતોષ માન્યો. ત્યાર બાદ પાછું heart fail થવા લાગ્યું. હાથ આખો લૂલો થયો. શ્વાસ ધીરે ધીરે વધી, ખભા માથા આંખ ઉચકાયાં. આખરે નીચે લેવા ચારે ગમથી પોકાર થયા, એક તરફ તેને પહેરાવવાના કપડાં ઘરેણાંની તૈયારી થવા માંડી, બીજી તરફથી પુન્ય દાનની પેરવી ચાલી. રકારોળ સાથે ચાર જણે નીચે લીધી. આ વેળા શાંતિકુંવરની મુખમુદ્રા દૃઢ નિશ્ચય વાળી, અતિ સૌમ્ય ભાસવા લાગી, હવે જ્યારે નીચે લીધીને પરસાળમાં સુવાડી ત્યારે વૈદ બાબુભાઇ આવી લાગ્યા, તેમણે ત્યાં પણ ઉપચાર કર્યા. પણ તેથી કંઇ ફેર પડયો નહિ, જીવ અકળાયા કરે. આખરે પાલી બા બોલ્યા "માણેકલાલજીની કંઇ ફિકર રાખીશ નહિ" ત્યારે ડોકું જોરથી ધુણાવ્યું, અને શ્વાસ પાછો ચાલુ થઇ દરેક અંગમાંથી વાયુ ખુસે પડી હરેક ક્રિયાથી મુખ વાટે જીવ પસાર થવાની તૈયારીમાં છેલ્લુ ન્હાવણુ કરાવ્યું. ન્હવડાવી ચોકે નાખી, ત્યાં અવસાન થવાથી ડોકી નાંખી દીધી. આ પ્રમાણે માણેકલાલનું અતિ ઉંચું પાણીદાર સ્ત્રી રત્ન એકદમ અકાળે લુટાઇ ગયું. ખરૂં મોતી ખોવાઇ ગયું. ધોળે દહાડે ચોરી લુટ થઇ, સોનાનું જોત જોતાં ઘર ઉપડી ગયું, પ્રેમી પોપટની મીઠી મેના ઉડી ગઇ, ઘણા વિઘ્નો વેઠી, અતિ મુશ્કેલીથી, જેમ તેમ મેળવેલા, અને મહા સંભાળથી પહેલ પાડી ચળકતી કરેલી આખા ગૃહ સંસારને દીપાવતી દેદીપ્યમાન ઝગઝગતી

હીરાકણી એકદમ હાલતી બંધ થઇ ગઇ. રામ રમી ગયા, કૃષ્ણ ગોપીનો ખેલ ખલાસ થયો, બિંદુ સિંધુમાં સમાઇ ગયું. મીઠાની પુતળી જળમાં જળ રૂપ થઇ ગઇ, અને કૃષ્ણ રાધાનું કે રામ સીતાનું તો નહિ પણ ઓખા અનિરૂદ્ધનું જોડું છિન્નભિન્ન થઈ ગયું, પ્રાણ પ્રિય પુષ્પ કળિ ચોદ્દા જમડાએ ચુંટિ લીધી અને આ સુખી દંપતીનું નંદનવન હંમેશને માટે આનંદ રહિત શુષ્ક થઇ ગયું, માણેકલાલનું આવરદા હવે થોડું રહ્યું હશે જાણી પોતે જલદી જઇ બાકીનું આવરદા પતિને આપવા ઇચ્છા રાખી હશે ? પણ આ પ્યારી વિયોગનું દુઃખદાઇ જીવન શું કામનું તેનો ખ્યાલ કીધો નહીં, બેભાન અવસ્થામાં એક લવારો એવો પણ કરેલો કે " હે ચાર ચોરો ! મને કહાં લઇ જાઓ છો ? સુતરીયા વકીલ સાહેબને ત્યાં મૂકી આવો. " આ દશ્ય ખડું થયું. તે વેળાં પાલીબા ઘોડા ગાડી વાળાને સુતરીયા વકીલને ત્યાં જવું છે એમ કહેતાં હશે, કેમકે આ દશ્ય પછી થોડા વખતમાંજ તેમની ઘોડા ગાડી બારણે આવી લાગેલી, શાંતિકુંવરને મોહ માયા મમતા તજી એકદમ આ દુનીયા છોડવી કેમ ગમી હશે અને તેનું મન કેમ વળ્યું હશે એ સમજાતું નથી. આ પતિપ્રાણા સાધ્વી જો પતિને રહેજ પણ દુઃખ દરદ કે અડચણ પડે તો ચિતામાંથી પણ પાછી જીવતી ઉઠે, તેને જવું ગમ્યું નહિજ હોય. ચીતામાંથી પણ ઉઠવા પ્રયાસ કર્યો હશે, પરંતુ તેનો ઉપાય નહિ ચાલતાં અજબ રીતે મનનું સમાધાન કરેલું જણાય છે. પણ આ કઠોર પતિએ તો આવી મનમોહક મૂર્તિના મોહમાં કઠણ છાતી રાખી સળગતું છાણું મૂકી અગ્નિ સંસ્કાર કર્યો. જ્યાં જ્યાં જુદે જુદે સ્થળે ઉપર તથા પરસાળમાં તથા ચિતામાં સુવાડેલી તે તે સાતે સ્થળમાં તાકીતાકીને નિહાળેલી સાત પ્રકારની મૂર્તિ

વિરહી પ્યારા પતિને હૃદયમાં રમી રહી વારંવાર યાદ આવે એમાં શી નવાઈ ? હાય ! હાય !

## દોહરો.

હાથે આવી હંસણી, ઉડી ગઈ આકાશ;
જઈ બેઠી દુર દેશમાં, હવે મળવાની શી આશ. ૧

૫૧. આ દુ:ખદરીઆને સુખસાગર માની સદા મોજ મારનારા દંપતી પ્રેમની સાંકળે સજડ જોડાએલા, તે સાંકળ એકા એક તૂટી પડી, તેનો ખણુ ખણાટ, ઝણઝણાટ અને સણસણાટ, દરેકને કડણને કઠોર લાગવા માંડયો, અને દુ:ખીને દિલાસો દેવા તથા તેના આંસુના ઓઘ ઓછા કરવા સ્થળે સ્થળથી સ્નેહીઓના પત્રો પર પત્રો આવવા લાગ્યા, જ્યારથી પ્રથમ પ્રણય આ દંપતીને થએલો ત્યારથીજ પ્રેમબીજ હૃદયમાં રોપાએલું અને એક બીજાના સમાગમમાં ખરા અંત:કરણથી અન્યોઅન્યને જીવનઆધાર, અને હૈયાનાહાર, ગણી પ્રેમબીજ વૃદ્ધિ પામતું ગયું. બેઉના અંતર અંતરમાં સમાયા હતા, "વ્હાલમ્ વનિતાના વિશ્રામ છો" એ તો પ્રાણ પ્રિયાનું પ્યારા પતિ પ્રત્યે મૂખ્ય વાકય થઇ પડયું હતું. " **स्वधर्मे निधनं** ( મોત ) શ્રેય: **परधर्मो भयावहः** " એ શ્રીમદ્ ભગવદ્ ગીતા વાકયાનુસાર આ સુશીલ શીલવતીએ પતિસેવા એજ સ્વધર્મ સ્વીકારી તેમાંજ પોતાના આત્મ ભોગનું રહસ્ય સમજી અકાળે પંચત્વ પામી અને એકાએક મરણને શરણ થઈ, જેમ પતંગને દીપક સાથે પ્રેમબંધાણો, તન મન અરપી જેણે, દેહદમી છે, મચ્છને જળની સાથે પ્રીત બંધાણી,

મરતાં લગીરે તેની ઇચ્છા નવ ત્યાગી. મરજીવા જીવ જેણે મનવશ કીધાં, પેસી સાગરમાં મોતી વીણીને લીધા." તેમ સૌ. શાંતિકુંવર, વિદ્યાસાગર પતિના હ્રદયમાં પેસી, વિદ્યા રૂપિ મોતી વીણી લઇ સંતોષ પામી, વળી "રસબસ થઇ રંગ રસીયાની સાથે, વાત ગમે ન બીજી વાટે," એમ અનન્ય ભક્તિથી એ પતિના લાડ કોડ સંતોષનાર સ્ત્રીમાં સ્ત્રીની સહ્રદયતા પરિપૂર્ણ છે એમ તેણે આબેહુબ બતાવી આપ્યું, એનું કોમળ, દયાળુ, માયાળુ, હ્રદયકમળ સદા પ્રફુલ્લિત રહેતું અને એનું હાસ્ય વદન હંમેશાં મનોહારી હતું, "સૌમ્ય મૂર્તિ સોમી તણી, શાન્તિકુંવર અતિ ભવ્યમણી, દમ્પતી સમ્પતીમય હર્ષ હિંડોળે મ્હાલતા." "નટીએ ખેલ રચ્યો રે ચોગાનમાં, પતિરૂપી દોર વિનાનું અવર ન દેખે" એવી જેને પતિની સુરતા લાગેલી હતી. શૈયાસુ રમ્ભા છતાં જોગી જોગણુ થઇ ભગવાં પ્હેરી ફરવા હજી તો મરતાં પહેલાં પંદર દિવસ પર વિચાર દર્શાવ્યો, હકીકત એમ બની કે સ્વજ્ઞાતી ત્રિમાસિકના બીજા અંકમાં 'જાગ્રત' ઉપનામ ધારી યુવક વિદ્વાન વ્યાપારી વર્ગના લેખકે પોતાના પતિ માણેકલાલને ઉદ્દેશી મુકુલ (મુકુન્દ) નામ કલ્પી જ્ઞાતિ સ્વરાજ્યનો ઝુંડો ઉઠાવી લઇ જ્ઞાતિ સેવા કરવા ઉત્સાહિત કરેલા. એ લેખ વાંચતાં, "પતિ! તમે પુરૂષોને સમજાવો અને હુ સ્ત્રીઓને સમજાવું, ચાલો આપણે જ્ઞાતિ સેવા કરવા અથવા દેશ સેવા માટે નીકળી પડિયે, અથવા તમને ઠીક લાગે તો ભગવાં પહેરી બેઉ જણ સાથે ધર્મોપદેશાર્થે નીકળી પડિયે." આવા આવા ઉત્તમ ખ્યાલ જહેના હ્રદયમાં હરદમ રમણ કરતાં અને જેણે મરતાં સુધી "પતિ, ઓ પતિ" એજ રટણ ચાલુ રાખ્યું તેને ભાગ્યેજ માલમ હશે કે "ભગવાં" ને બદલે "ભગવાન"નું

આમંત્રણ આવી ચૂકયું છે, આથી પુણ્યશાળી, પૂણ્યશ્લોક પ્રાણ પ્રિયા એક પલક પણ કેમ વિસારે ? શાન્તિ સર્વદા શાન્તિ દેનાર, “ પ્રભુને ગમે તે સમેસર્વ રહેવું, સદા રાજી રાજી હૃદેમાં રહેવું ” તથા “ સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીયાં ” એ પદો તું વારંવાર સંભળાવતી તે આજે તેજ પદોથી સાંત્વન આપવા કેમ આવતી નથી ? આ ભવસાગર સુખસાગર છે કે દુઃખસાગર છે, એની ઉંડી સમજ નહિં છતાં સુખસાગર માનવા જેવી બુદ્ધિ કરી, “નિશ્ચયના મહેલમાં વસે છે મ્હારો વ્હાલમો ” એ દયારામ કાકાનું પદ સમજવા કોશીશ જારી હતી. છતાં એમજ ગાતી કે “ આ ભવસાગરમાં ભય ઘણેરો, નથી ઉતર્યાનો આરો ” વળી “ભામિની ભૂષણ” માંથી નીચેની ગરબી તો છોકરીઓને પણ શીખવી હતી.

## ગરબી.

એ સહીયર રે, પતિપદ પ્રીતિ ધારો,
જેથી સફળ થાય જન્મારો;
ના મહીયર રે, સાસરીએ સુખવારો,
એ મુળ જગતનો ધારો. ટેક.
આ ભવસાગર છે ખારોરે, એમાં નથી કંઇ સુખનો આરોરે,
નથી સારોરે, જન્મ મરણનો મારો,
તમે મનમાં ખૂબ વિચારો—એ સહીયર રે. ૧.

તેમ છતાં

“ખલક એક રૈનકા સ્વપ્ના, સમજ મન કોઈ નહી અપના;”
“ઊંચી મેડીએ અજબ ઝરૂખા, નીચાં નીચાં ધામરે,
છત્ર પતિતો ચાલ્યા ગયા, તેના નથી ઠેકાણા ઠામરે;”

"મન માયાના કરનારા રે, જરા જોની તપાસી તારી કાયા;"
"રૂણાનુબંધે આવી મળતું, ખાળ્યું નહીં કોઇનાથી ખળતું;"

રૂણ સંબંધે આવી મળે, સુત વિત દારા ને દેહ,
લેવા દેવા જ્યારે મટે, મારગ લાગશે તેહ,

કરીએ શ્રી કૃષ્ણ ઉપાસના." એવાં એવાં પદ સંભારી તેનો પાઠ કરી "લાટૂડની ઉંદરડી" જેવી માયા છોડીદો. એમ દીલાસો તથા બોધ દઇ ઘણાજ ગંભીર ચ્હેરે-પૂર્ણ સંતોષે (Right Resignation સાથે) "જેમ દીપકપર પવન ઝપેટે, કાળ ખડોરે તેરા ગોર વેરી, છોટી ઉંમરમેં, બડા મનસુઆ, જ્યું ઉઠત સાયર લહેરી" તેમ જોતજાતાં સ્વપ્નવત્ હતી ન હતી થઇ ગઇ. મરતાં મરતાં એક વખા તો એમ પણ કહ્યું કે "હું લુગડાં બદલું છું." એને ગીતાજીનો નીચેનો શ્લોક મ્હોઢે હતો.

वासांसि जीर्णानि यथा विहाय।
नवानि गृह्णाति नरो पराणि॥
तथा शरीराणि विहाय जीर्णा।
न्यन्यानि गृह्णाति नवानि देही॥ १॥

તેથી શરીર રૂપી લુગડાં બદલે છે એમ શ્રોતાઓને સમજાયું. પતિ માણેકલાલે અમુક ગાયનોનો ભાવાર્થ મનમાં આણ્યો. અને કલ્પાંત કર્યું. (એ ગાયનો ની. ૧૮ અને ૧૯ થી છાપ્યા છે.) પરંતુ આનંદમથી બોધ એજ મળ્યો કે 'મરનારાંને શું રૂવોરે, રોનારાં નથી રહેવાના" "લીલી પીળી વાંસળી, વગાડનાર કોણ, બીબી ચાલ્યા સાસરે, મનાવનાર કોણ?" આથી પ્રવૃત્તિ કમી કરી નિવૃત્તિ

પરાયણ થવું જરૂરનું જણાયું. વળી માતુશ્રી શ્યામકુંવરે સ્વરચિત ભજન ગાઇ સંભળાવ્યું. જે ની. ૨૦ થી છાપ્યું છે. અને પ્રિય પુત્રને "લંગોટી મંત્ર" શીખવ્યો. "લક્ષ્મી મળ્યાની હવે તજી લાલચ લાકડા સુત વાળી લંગોટી" બહુત ગઇ થોરી રહી, નારાયણ અબ ચેત, કાલ ચિરૈયા ચુગ રહી, નિશદિન આયુષ ખેત." આ જાગૃતિનો ઘંટ નાદ સાંભળી મોરક રાગમાં " O Peacock, Sing again, I weep for my beloved in vain, O peacock Sing again" એમ આંસુ પાડી ગાનાર તુળસીની માળા હાથમાં લઇ "ઓમ્ શાંતિઃ શાંતિઃ શાંતિઃ" કહી માળા ફેરવી એક ભજન ગાવા માંડયું. જે ની. ૨૧ થી છાપ્યું છે. આ રીતે સૌ. શાંતિકુંવર પોતે આપેલા ની. ૬ ના મોત વિષેના ભાષણને અનુસરી મોત જાણે એક રમત હોય તેમ તમામ મોહ માયા મમતા તજી સ્થિર ચિત્તે ગંભીર મુદ્રાથી દ્રઢ શાંતિમાં ચાર દીવસનું ચાંદરણું પ્રસારી ભ્રાંતિ રહીત "શાંતિ" શાંત થઇ ગઇ. પ્રભુ "શાંતિ" ના આત્માને શાંતિ આપો. ઓમ્ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

૫૨. તા. ૨—૭—૨૧ ના "સૂર્ય પ્રકાશ" માં અ. સૌ. શાંતિકુંવરના અતિ શોકજનક એકાએક થયલા અકાળ અવસાનની લીધેલી ટુંક નોંધ ની. ૨૨ થી છાપી છે. તથા સ્નેહીઓના આવેલા પત્રો પૈકી કેટલાક ની. ૨૩ થી છાપ્યા છે. અને એ ઉપરાંત એક ગીત મેવલાના રાગનું "કોયલડી" ને ઉદ્દેશીને તથા બીજું "જમના-દૂતો" ને ઉદ્દેશીને એવાં બે ગીતો નાની છોકરીઓ ગાઈ શકે એવાં ની. ૨૪ તથા ૨૫ થી છાપ્યાં છે. આ પ્રમાણે સૌ. શાંતિકુંવરના જીવનની બાવન પાનાની રમત આ ( ૫૨ ) પારામાફમાં રા. માણે-

ફ્લાલે પૂર્ણ કરી કાગળની કોટડીને કીર્તિ સ્થંભ ગણી આ કાગળના પાનીઆમાં પોતાના તમામ કલ્પાંત વલોપાત અને શોકને કેદ કરી પોતે મુક્ત થઇ સમાધાન સંતોષ અને શાંતિ પ્રાપ્ત કર્યાં છે. તથાસ્તુ.

શાર્દુલવિક્રીડિત છંદ.

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमूर्वी ।
लिखति यदि गृहित्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानां शांति पारं न याति ॥

**અર્થ**—નીલગિરી પર્વત જેટલી સાહી હોય, મહાસાગર જેવડો ખડીયો હોય, સર્વે દેવતાઇ ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના પડ જેટલો કાગળ બનાવ્યો હોય, અને સર્વથી સરસમાં સરસ લખવાવાળી શારદા સદાકાળ લખ્યા કરે, તો પણ હે શાંતિ ! ત્હારા ગુણનો પાર આવે નહિ.



## નં. ૧.

### પદ.

( મને ભૂલી ગયો છે મારો છેલડો જો. એ રાગ. )

દીઠી પુષ્પકળી ઉપવને ઉલ્લાસમાં જો,
તેણે રેલ્યો મને હર્ષમાંય, દીઠી આજ, પુષ્પકળી. ૧
છે નિર્દોષ એ કિશોરી અતિ શોભતી જો.
કુટીલ કલેશ તણું લેશ નથી ભાન—દીઠી આજ. પુષ્પકળી. ૨
રૂડી વેલ ઉપર આવી રહી ખીલતી જો.
તેને લેવાને મન લલચાય—દીઠી આજ. પુષ્પકળી. ૩
મીઠી ભ્રમર તને ચાખશે મીઠાશમાં જો.
તેનો થઈશ તુ વિલાસનો અવાસ—દીઠી આજ. પુષ્પકળી. ૪
ભ્રમર ઘેલછાથી ભોગ તને આપશે જો.
તેના પ્રેમમાં તું થઈશ ગુલતાન—દીઠી આજ. પુષ્પકળી. ૫
જ્યારે પૂર્ણ પ્રેમી ભ્રમર સંગ મહાલશે જો.
ત્યારે વિઘ્ન વાયુ આણશે વિજોગ—દીઠી આજ. પુષ્પકળી. ૬
ભ્રમર સઘન તણું ધન તું અહો એકલીરે.
પ્રિયે નિધન થતાં ભોંય પડીશ, હાય ! દીઠી આજ. પુષ્પકળી. ૭

લી. માણેકલાલ સુતરીયા.

## નં. ૨

### ગરબો.

કે પહેલે દેવકરણનું નામ કે, પ્રથમ ગાઈએ રે લોલ.
કે બીજે મોવાડે વિશ્રામ કે, બહુ બહુ ચાહીએ રે લોલ.

કે ત્રીજે ખોડીઆલ માતા ખાસ કે, તાપ શમાવજો રે લોલ.
કે ચોથે ચતુરા પૂરો આશ કે, વ્હારે આવજો રે લોલ.
કે પાંચમે પ્રેમે લાગું પાય કે, માજી પધારજો રે લોલ.
કે છઠે છો હૈયાના હાર કે, માન વધારજો રે લોલ.
કે સાતમે શક્તિમાં ભરપૂર કે, ભક્તિ હું કરૂં રે લોલ.
કે આઠમે માજી આઠે પહોર કે, તમને હું ભજું રે લોલ.
કે નોમે નાકું ને નાળીયેર કે, તરતાં નીકળે રે લોલ.
કે દશમે દરશન દેજો માત કે, કૂવામાં વસો રે લોલ.
કે અગ્યારસે આવી કરજો સ્હાય કે, દુઃખડાં કાપજો રે લોલ.
કે બારસે બુદ્ધિશાળી માત કે, સુખડાં આપજો રે લોલ.
કે તેરસે ત્રણ ભુવન વિખ્યાત કે, ગુણ ગાઉં આપના રે લોલ.
કે ચૌદશે ચુંદડીને ફુલહાર કે, શોભે અતિ ઘણા રે લોલ.
કે પુનમે પંદર તીથી પૂર્ણ કે, સર્વે ગાય છે રે લોલ.
કે ગરબો ગાયે માણેકલાલ કે, મન હરખાય છે રે લોલ.

નીં. ૩.

# સ્ત્રીઓની સહૃદયતા.

मूकं करोति वाचालं पंगु लंघयते गिरिम्
यत्कृपा तमहं वन्दे परमानन्द माधवम्

પ્રિય બ્હેનો,

જે પરમેશ્વરે ભાષણ કરવાની શક્તિ આપી છે, તેજ પરમેશ્વરે આપણા શરીર રૂપી બંગલામાં ચિત્રવિચિત્ર ચૈતન્યમય સંચાની રચના

કરેલી છે. જેમ ઘડિયાળ સંચા વડે ચાલે છે તેમ જીવનો આધાર અંતઃકરણ ઉપર છે. મનુષ્યના શરીરની અંદર જે હૃદય છે તેમાં નસો વાટે લોહી ફરે છે ત્યાં સુધી માણસ જીવે છે. એ હૃદયવાળાં સ્ત્રી પુરૂષો સાધારણ રીતે સહૃદય સ્ત્રી પુરૂષો કહી શકાય. પરંતુ પોતાના હૃદયના તેમજ અંતઃકરણના ધર્મ કર્મ તથા મર્મ સમજી જે સ્ત્રી કિંવા પુરૂષ વહેવાર તથા પરમાર્થમાં વર્તે તેનેજ આપણે સહૃદય સ્ત્રી કિંવા પુરૂષ કહીશું. Conscience ને વેગળું મૂકી તેની આજ્ઞા વિરૂદ્ધ વર્તન કરે તેને સહૃદય મનુષ્ય કહી શકાય નહિ. પુરૂષ કરતાં સ્ત્રીઓની સહૃદયતા વિશેષ જોવામાં આવે છે. પુરૂષ નિષ્ઠુર સ્વભાવનો હોય અથવા દયાળુ, માયાળુ, પ્રેમાળ, ગમે તેવો હોય અથવા 'Desdemona' પ્રત્યે 'Othelo' ના જેવા એ તમામ ગુણ અવગુણથી ભરેલો હોય તો પણ જ્યાં સુધી મનુષ્યમાં ખરો પ્રેમ હોતો નથી ત્યાં સુધી તે દઢતાથી સ્વકાર્ય કરી શકતો નથી. પુરૂષ કરતાં સ્ત્રી, પ્રેમ વગેરે લાગણીઓ વધુ વખત નીભાવી શકે છે. સ્ત્રીઓની બાહ્ય નાજુકતા સાથે અંતરની કોમળતા પણ અતિશય તેમજ સ્વાભાવિક છે. તેમ છતાં તેઓ પતિની પાછળ સતી થવાની દઢતા દાખવી શકે છે. એજ સ્ત્રીઓની સહૃદયતા છે. સ્ત્રીઓમાં પણ કોઇ કોઇ અતિ ક્રૂર અને અદેખી હોય છે. પોતાની શોક્ય તરફ તેનાં છોકરાં તરફ અથવા પોતાના પુત્રની વહુ તરફ અથવા વહુ હોય તો સાસુ તરફ ઇર્ષા તથા વિરોધ રાખે છે. અને અતિ ક્રૂર હોય તો નાગણની માફક કૈકેયી જેવો સ્વભાવ રાખી દશરથ જેવા ભલા દેવતાઇ પુરૂષનો અથવા અન્ય વ્યક્તિનો જીવ લીધા વિના છોડતી નથી. આનું કારણ તેટલે દરજ્જે તે સ્ત્રીમાં સહૃદયતાનો અભાવ હોય એમ જણાય છે. પણ પરમેશ્વરે સ્ત્રીઓમાં

મુખ્ય ગુણ એ મુકેલો છે કે તેઓએ પોતાના પતિ પ્રત્યેનો પ્રેમ નિરંતર નિભાવવો. પ્રેમ એ અલૌકિક અમૂલ્ય હીરો છે. પ્રેમની ખરી કિંમત સહૃદય જન સિવાય બીજો કોઈ ઝવેરી પારખી શકતો નથી. કહેવત છે કે મનો મન સાક્ષી છે. સ્ત્રીનું પ્રેમાળપણું, માયાળુપણું, વર્ણવવા બેસીએ તો પુસ્તકો લખતાં પણ પાર નહિ આવે. સહસ્રજીવ્હા શેષનાગ પણ સ્ત્રીઓની સહૃદયતા વર્ણવતા થાકી જાય. સ્ત્રીઓમાં હરેક પ્રકારની લાગણી અતિ તીવ્ર જોવામાં આવે છે. એથી તે ઘણીવાર ભોળવાઈને સ્વાર્થી પુરૂષની ખુશામતથી અથવા ચાલાક પુરૂષના ચઢાવ્યાથી કુમાર્ગે ચઢી જાય છે. સ્ત્રીની સહૃદયતાનો લાભ લઈ સ્વાર્થી પુરૂષ એને ઉંધે રસ્તે દોરવે છે. એવી રીતે ફસાતાં સ્ત્રીએ પુખ્ત વિચાર કરી વર્તવાનું છે. પોતાની સહૃદયતા નીતીને રસ્તે વાપરવાની છે. પરંતુ એક નબળાઈ તરિકે તેનો ઉપયોગ નહિ થાય તે વિષે સાવધાન રહેવાનું છે. સ્ત્રીઓ પ્રીતિ ભંગથી અથવા કોઇ લાગણી થવા જેવા અકસ્માતથી એટલી સહૃદય બની જાય છે, કે કોઇ વાર તેના મગજપર તેની માઠી અસર થાય છે, અને તેથી તે ગાંડી બની જાય છે; અથવા હિસ્ટીરિયાના ભયંકર રોગથી પીડાય છે. કોઇવાર હસે છે, કોઇવાર રડે છે, ડાકણ બની ધુણે છે અને મનમાં કલેશ પામે છે. વળી સ્ત્રીઓને રીસાવાનો સ્વભાવ હોય છે. અને મનમાં ને મનમાં મુઝાવાની પ્રકૃતિ હોય છે. તેથી તેના મગજ પર બહુજ માઠી અસર થાય છે; અને તેથી તેની સહૃદયતાનો ગેર ઉપયોગ થાય છે, માટે પ્રથમની સતીઓના સદ્‌ગુણ ગ્રહણ કરી તેમણે સહૃદયતાનો સદ્‌ઉપયોગ કર્યો હતો તે પ્રમાણે આપણે પણ આપણી સહૃદયતા સારે માર્ગે વાપરવી અને તેમ બની શકે એમ છે. કારણ કે સ્ત્રીઓ ઇશ્વર પ્રત્યે વધિક

પ્રત્યે, તથા પતિ પ્રત્યે અગાધ ભક્તિ ભાવ સ્વાભાવિક રીતે રાખે છે; એ ભક્તિ ભાવ જાળવવો એ આપણું કર્તવ્ય છે. કેટલાક સાસુ સસરા અથવા પતિ અને પતિના બીજા સગા ક્રૂર સ્વભાવના હોય છે તો તેના પરિણામ, માઠા, ત્રાસદાયક અને દુઃખદાયી નીવડે છે. ન્યુસપેપરોમાં પ્રસંગોપાત વાંચવામાં આવે છે, કે અમુક કુટુંબમાં નાની બાળક વહુને ઠેક ઠેકાણે ડામ દઈ ટાંટીયા ભાગી, નાક મરડી નાંખી દુઃખ દેવામાં આવ્યું અને તેથી તે બિચારીનું મરણ નીપજ્યું અથવા તેના ભોળા ધણીએ પોતાની માને સંતોષ આપવાની લાલસામાં પોતાની સ્ત્રીને ઘાસલેટ રેડી સળગાવી મૂકી. આવા બનાવ બનવાનું મૂખ્ય કારણ હિંદુસમાજમાં અનેક અનિષ્ટને આણનાર બાળ લગ્નનો રિવાજ હોય એમ જણાય છે. દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય એ વાત ખરી છે. પરંતુ તેનો માલીક હ્રદય વિનાનો હોય તો તેને ઘણું દુઃખ પડે છે અને કુટુંબ સુખી થતું નથી. વિરોધની પ્રથમ શરૂઆત ઘણી નાની ક્ષુલ્લક અને દમ વગરની હોય છે, પરંતુ તેને ચોમેરથી ઉત્તેજન મળે છે અને ધૂંધવાતા અગ્નિમાં છેવટે ભડકો થાય છે, અને આખું ઘર સળગી ઉઠે છે. પડોશીને પણ પોતાના કૃત્ય મુજબ લાભાલાભ મળે છે. આ પ્રમાણે રજનું ગજ થઇ આખરે વિરોધ અને વિનાશ થાય છે માટે સહ્રદયતાનો મૂખ્ય ગુણ પ્રેમભાવ છે તે વધારી સંપે રહેવું તથા ધીરજ, ક્ષમા, અને છેલ્લા છેવટ સુધી રાખવાં. કેટલીક સ્ત્રીઓ પોતાના સુખને માટે ફેશનની ટીપટાપમાં પોતાના પતિને કરજની જાળમાં ફસાવતાં લગારે આગું પાછું જોતી નથી. પરંતુ રાજા હરિશ્ચંદ્રની સ્ત્રી તારામતી જો કે જન્મથી સુખના ખોળામાં ઉછરેલી તેણે પતિને કરજમાંથી મુક્ત કરવા અસંખ્ય દુઃખો ધીરજ રાખી,

વેઠયાં અને પ્રાણ જતાં પોતાના કર્તવ્યથી ચૂકી નહિ. આફતમાં ધૈર્ય રાખી એવી દૃઢતા દર્શાવવી એ દરેક સહૃદય સ્ત્રીનું કર્તવ્ય છે. તારામતીનું હૃદય ફૂલના જેવું કોમળ હતું, છતાં દુઃખમાં દિલાસો લઈ જરા પણ ગભરાઇ નહિ. પ્યારા પતિનો વિયોગ થયો, પુત્ર સર્પ દંશથી મરણ પામ્યો. પોતે પારકે ઘેર વેચાઇ. ક્રૂર માલીકે દીધેલાં દુઃખ વેઠયાં એ સઘળું તેણે કઠણ હૈયું કરી પતિ પ્રત્યેના પ્રેમને ખાતર વેઠયું. સીતા, સાવિત્રી, સુલોચના, દમયંતી, દ્રૌપદી વગેરે સતિ સ્ત્રીઓએ પતિ માટે કંઇ પણ કરવામાં કસર રાખી નથી. પતિ સાથે વનવાસ વેઠયો છે. એટલુંજ નહિ પણ ધૈર્ય અને દૃઢતાના દૃષ્ટાંત દર્શાવ્યા છે. એ તેમના હૃદયની ગંભીરતા, મોટાઇ, અને સહૃદયતા દેખાડી આપે છે.

### દોહરો.

એક નારી અવગુણ ભરી, એક ત્રિયા ગુણવંત,
નારાયણ સોઈ ભલી, જાપૈ રિઝત કંથ,

કેટલીક ડાહી સ્ત્રીઓ પોતાનો પતિ જેમ રાજી રહે તેમ વર્તન ચલાવતાં નીતિનો માર્ગ છોડતી નથી. પોતાના પતિને દુઃખમાં ધીરજ તથા ઉત્તમ સલાહ આપી દિલાસો આપે છે.

પૃથુરાજે પોતાની રાણી સંયુક્તા પાસે યુદ્ધ વેળા સલાહ માગી ત્યારે સંયુક્તા સારી સલાહ આપવા છતાં કેવો વિનય વાપરે છે તે સાંભળો:—"રાજન, સ્ત્રીની સલાહ વળી કોણ પૂછે છે! જગત તો કહે છે કે સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ છે. પણ તમે જાણો છો કે સ્ત્રી વિના સંસાર કેવો લૂખો છે? અમે દુર્ગુણના પાત્ર છીએ તેમ સદ્‌ગુણના પાત્ર છીએ. અમે અજ્ઞાન છીએ તેમ જ્ઞાની પણ

છીએ. ગ્નાની જોશી ગ્રહોની ગતિ જાણે છે પણ સ્ત્રીના પુસ્તકમાં તે અજ્ઞાન છે. અમારા પુસ્તકોનો પાર કોઇએ લીધો નથી. તેથી પોતાનું મન વાળવાને તેઓ એમ કહે છે કે સ્ત્રીઓમાં બુદ્ધિ નથી. એટલું છતાં પણ સ્ત્રીઓજ તમારા સુખ દુઃખની ભાગીયણ થાય છે. ભૂખ, તરસ, વગેરેમાં અમે તમારી સાથે આનંદથી રહીએ છીએ. અમે સરોવર છીએ અને તમે હંસ છો." ખરે, બહેનો, દંપતી સંબંધ એવોજ છે. રામ તથા સીતાનો સંબંધ એવોજ હતો, સીતાની સહૃદયતાના ગીતો આપણે લગ્ન પ્રસંગે ગાઇએ છીએ. સીતા એક નાજુક વેલી જેવી હતી તે રામ રૂપી તરૂવરને ગાઢ આલીંગન દઈ કૃષ્ણની રાધા પેઠે વીંટળાએલી રહેતી.

"સ્વામિ જ્યાં તમે ત્યાં ઘર માહરૂં,
તમથી વેગળી તે પરદેશ, હું જાણું હંમેશ.
સાથે રાખો સ્નેહથી."

એ વાક્ય પરથી જણાય છે કે સીતાજી નિરંતર સ્વામિનો સહવાસ ચહાતા હતા.

વળી જ્યારે રામચંદ્રજી લખે છે કેઃ-

"ગોરાંદે તારા ગુણ કેમ વિસરે,
કેમ વિસરે વાલપ ભર્યાં વેણ, પ્રીતમ લખે પ્યારીને.

ત્યારે સિતાજી ઉતર આપે છે કે-વ્હાલા નિત્ય નવી વાતો વાંચીએ,

આવો વિદ્યાના કરીએ વિનોદ, કાગળ લખે કામિની"

આવી કવિતાઓ સીતાજીની પ્રેમભરી ચતુરાઇ બતાવે છે. એનુંજ નામ સ્ત્રીની સહૃદયતા. એ ઉપરાંત નાની સીતાવેલ, મોટી સીતાવેલ, સૌને જાણીતી છે.

સીતાવેલ પાણીડાં સંચર્યા, કોણુ રામનો બેટરે,
કોણું તારૂં નામરે, લગન નીરધારી વહેલા આવજો.

એ ઉપરાંત પ્રથમ પ્રણય પછી પરણી સુખ ભોગવતા છતાં સીતાને જ્યારે રાવણ લઈ જઈ લંકાની અશોક વાડીમાં મૂકે છે ત્યારે શ્રી રામચંદ્ર વનમાં ભટકી, આંસુડાં ઢાળી, ' સીતા, સીતા ' કહી, પ્રાણ પ્યારીના પોકાર કરે છે, અને સીતાજી એકલાં રડયાં કરી અશોક વાડીમાં શોક કરી પોક મૂકે છે તે પ્રસંગ હૃદયભેદક, અતિ ભયંકર છે. આ પ્રમાણે દંપતીનો આવો પ્રેમ છતાં જ્યારે દુઃખના દહાડા આવ્યા, અને આવી સતીઓ, સીતા, દમયંતી, અહલ્યા વગેરેને પતિએ કાઢી મૂકી છતાં તેઓએ પતિ ઉપર જરાએ રીસ કે રોષ નહિ રાખતાં પોતાના નશીબનો દોષ ગણી શોષણ પામ્યું અને પ્રેમ જરા પણ ઓછો કીધો નહિ, પણ " પ્રાણનાથ પાછા ક્યારે દર્શન દેશો ? " એવી પ્રાર્થના કરી દુ:ખ વેઠી લીધાં, એ તેમનું મોટું મન, ગાંભીર્ય, અને સહૃદયતા બતાવી આપે છે. વળી રાવણ સીતાને લઇ આવ્યો છતાં મંદોદરી જેવી સતીએ પોતાના પતિને કળેકળે સમજાવ્યો, પણ ઇર્ષા કે વૈર રાખ્યું નહિ. તેમજ જ્યારે દમયંતીને નળે કાઢી મૂકી તે પહેલાં તે શું કહે છે તે સાંભળો:–" હે પ્રાણનાથ ! આપના આવા વચનથી મારૂં હૃદય ખેદ પામે છે. આપે રાજ્ય અને સર્વ સંપત્તિ છોડી દીધી, વસ્ત્ર વગરના થયા અને ભૂખના દુઃખથી પીડાઓ છો એવી વખતે આપની સેવામાં હાજર રહીને દુઃખમાં દિલાસો આપવાને બદલે આ મનુષ્ય વગરના અઘોર અરણ્યમાં આપનો ત્યાગ કરીને મારા પિતાને ઘેર કેમ જાઉં ? હું તો આપની સેવા કરવાને સદા સાથેજ રહીશ.

પુરૂષને દુઃખની વખતે [illegible] આપનાર તેની સ્રીજ છે. હું તમને છાડીને એક ડગલું પણ દૂર કેમ જઇ શકું ? ” આવું છતાં નળ એને સૂતી મૂકીને જતો રહ્યો ત્યારે “તે ઓ નળ ! ઓ નળ” કરતી ઠામ ઠામ ભટકી.

પૂછ્યું ઉંચા દ્રુમને, તારી ગગને ગઇ ડાળ,
ભલા કહીં તેં ભાળીયો, ભલો નળ ભૂપાળ.
ભૂલી ભમે છે ભામીની.

આવી સહ્રદય સ્રીએ આખરે બાહુક જેવા પોતાના નળ પતિને પ્રેમ વડે સ્વીકાર્યો. એ ઉપરાંત શકુંતલા, અને ઓખા જેવી શૃંગારી સ્રીઓનો શૃંગાર પણ પૂર્ણ સહ્રદયતા સૂચવે છે.

“ ઓખા કહે સુણ સાહેલી, લાવ નાથને વહેલી વહેલી, ” એક વાર જેનું પાણી ગ્રહણ કર્યું તેજ પતિ. જુઓ કે સાવિત્રિનો પતિ લગ્ન થયા બાદ મરણ પામવાનો છે એમ જાણવા છતાં સાવિત્રિએ તેજ પતિ કબુલ્યો અને તેથીજ આપણે પતિપર પ્રેમ વધારનારૂં ‘વટસાવિત્રિ’નું વ્રત કરીએ છીએ. વળી પતિ તથા વડિલોને ઉત્તમ સલાહ આપનાર દ્રૌપદીએ કેવી દ્રઢતાથી બહોળા કુટુંબમાં રહી માન અપમાન વેઠી પોતાનું સતી પણું અને સહ્રદયતા સ્થાપિત કર્યાં છે. એ ઉપરાંત દ્રૌપદીના દયાના તથા ક્ષમાના ગુણો આર્ય મહિલાઓએ અનુકરણ કરવા યોગ્ય છે. પોતાના પુત્રોને મારનાર દુષ્ટ અશ્વત્થામાને બચાવવા પોતાના પતિ અર્જુનને દ્રૌપદી શું કહે છે ? “ હે પતિ ! એને તમે મારશો નહિ. એનું કર્યું એ ભોગવશે. એક માતા તરીકે જ્યારે હું પુત્ર વિરહ વેઠી શકતી નથી તો તમે જ્યારે અંશ્વત્થામાને મારશો ત્યારે [illegible] માતા તેનો વિરહ કેમ વેઠી શકશે ? માટે એ દુષ્ટને ક્ષમા

કરો ” બ્હેનો ! આવા ઘણા દૃષ્ટાંતો છે. પણ સમય સંકોચને લીધે તથા ભાષણ લાંબુ થવાની ભીતીથી તે સઘળાં વર્ણવવાં ઉચિત નથી. માટે આવી સહૃદય સતીઓના દૃષ્ટાંતો લઇ મ્હારી વ્હાલી બ્હેનો, લલના રત્ન રમણીઓ, કલાવતીઓ અને લીલાવતીઓ, પોતાના પ્રેમી પતિની પ્રિય પ્રેમદા પત્નિઓ, સ્વામીના સ્વર્ગની નીસરણીઓ, જીવન હારની જીવન દોરીઓ, અતિ આનંદિત સૌભાગ્ય હિંડોળાને હર્ષભેર ઝુલાવવામાં યોગ્ય થઇ, આ લોક અને પરલોકમાં અર્ધાંગના શબ્દને યથાર્થ કરો. સ્ત્રી શબ્દની શોભાને સંભાળો. અને એમ કરેથીજ સ્ત્રીઓની સહૃદયતા સ્થાપિત થશે. એટલું કહી મારૂં ભાષણ બંધ કરવા રજા લઉં છું. **સૌ૦ શાંતિકુંવર સુતરીયા—**

## ની. ૪

**મુંબઈ સને ૧૯૦૬**

# સ્ત્રી—કેળવણી.

માનવંતા પ્રમુખ તથા અન્ય બ્હેનો—

આજે પ્રિય બેન સૌ૦ સુરજબાઇએ જે ભાષણ આપ્યું તે સમયાનુસાર અને બોધદાયક છે. વિદ્યા-કેળવણી સ્ત્રીઓનો શણગાર છે. કેળવણી એજ ભામીનીનું ભૂષણ છે; કેમકે એથી સર્વ દૂષણ દૂર થાય છે. કેળવણીથી વિવેક તથા વિનય આવે છે. સ્ત્રીઓ ભણીને છકી જાય અથવા તો તોછડી બની અહંકારી વેણ બોલે, અથવા અનીતિથી વર્તે, તો તેથી કેળવણી નિંદાને પાત્ર થાય છે. કહેવત છે કે “ Half Knowledge is a Dangerous thing. ” માટે કેળવણી લઇને સુલક્ષણા થવું. કેળવણીના પ્રતાપે પોતાના તથા

પોતાના પ્રાણ પ્રિય પતિનો સંસાર શોભી નીકળે છે. આ કેળવણી માત્ર નોકરી લઇ પગાર મેળવવા માટે નથી. પણ વિદ્યા તો ત્રીજું નેત્ર છે, એથી સંસારનું તથા સ્ત્રી જન્મનું રહસ્ય સમજાય છે. માત્ર ભણતર એજ કેળવણી નથી. પરંતુ ઘર સંસારની પણ કેળવણી અગત્યની છે. પોતાના પતિ તથા પરમેશ્વરની પ્રીતિ સંપાદન કરવાની કેળવણી સૌથી ઉત્તમ છે.

એટલું બોલી બેસી જવાની રજા લઉં છું.

સૌ૦ શાંતિકુંવર સુતરીયા.

## ની. ૫

# પુણ્ય અને પુરૂષાર્થ વિષે.

પ્રિય બ્હેનો—

આજે બેન કાશીબાઇ ફડકેનું ભાષણ જે અત્રે થયું છે તે પુન્ય અને પુરૂષાર્થ વિષે છે. પુન્ય અને પાપનો મર્મ સમજવો અઘરો છે. પરંતુ સ્ત્રી કિંવા પુરૂષ સર્વ પાપથી દૂર રહેવા પ્રયત્ન કરે છે અને પુન્યના કામ યોજી પોતાને કૃતાર્થ માને છે. પુરૂષાર્થ કંઇ પુરૂષેજ કરવો એવું નથી. સ્ત્રીઓએ પણ યથા શક્તિ પુરૂષાર્થ કરી પુન્યનું ફળ હાંસલ કરવું જોઇએ. ભરત ખંડમાં જન્મ પામવો એ સારામાં સારા પુન્યનો સંચય જાણવો. દેવતાઓ પણ ભરત ભૂમિમાં અવતરવા સદા ઉત્સુક છે. તેમાં પણ અંગ્રેજી રાજ્યની પુર જાહોજલાલીમાં અને મુંબઇ જેવા પવિત્ર ક્ષેત્રમાં આવી પતિ વ્રતા બ્હેનોના મંડળમાં ભાષણ આપવું એ પણ પુન્યનું કાર્ય છે. અને સાચો પુરૂ-

પાત્ર છે. અને તેને માટે વડોદરા નિવાસી બાઇ કાશી બેનને ધન્યં વાદ ઘટે છે.

એટલું બોલી બેસી જવાની રજા લઉં છું—

સૌ૦ શાંતિકુંવર સુતરીયા.

ની. ૬

મુંબઇ સને ૧૯૦૬.

# મોત વિષે.

( મરણ પાછળ રોવા કૂટવાના માઠા ચાલ વિરૂધ. )

પ્રિય બ્હેનો—

સૌ૦ રામકોર બાઇનું ભાષણ અતિ ઉત્તમ અને બોધ દાયક છે. કહેવત છે કે ' Man is mortal, ' નામ તેનો નાશ છેજ, અને જન્મેલાને માથે મૃત્યુનો ભય અવશ્ય છે. મૃત્યુનો ભય રાખી ડરવાનું નથી. પણ મૃત્યુ માથે છે એ વાત વિસરી જઇ ગર્વમાં છકી જવું નહિ. મૃત્યુનો ભય પાપીને છે, પુણ્યાત્મા મૃત્યુથી નિર્ભય છે. બાકીતો કોઇ પણ દેહ ધારીને મૃત્યુ છોડે એમ નથી. કિંતુ જે સ્ત્રી કિંવા પુરૂષ પોતાના કર્તવ્ય પ્રમાણે આ વિનાશી જગતમાં વર્તે છે, તે મૃત્યુથી નિર્ભય રહી મૃત્યુ આવે ત્યારે આનંદથી તેનો સ્વીકાર કરી શકે છે. મૃત્યુથી મોઢું છુપાવવાનું તેને કારણ નથી. ધર્મનીતી મૃત્યુના ભયને હઠાવી દે છે, એટલુંજ નહિ પણ મૃત્યુને મિત્ર સમાન કરી લે છે. જીવન મુક્તને મૃત્યુનો ભય હોય નહિ. એટલું બોલી બેસી જવાની રજા લઉં છું.

સૌ૦ શાંતિકુંવર

## ની. ૭

મુંબઈ, ભુલેશ્વર તા. ૨-૬-૦૬

બ્હેન શાંતિકુંવર—

જત લખવાની અરજ એ છે જે મંડળનો નવો પ્રોગ્રામ રચવાનો છે, અને તે માટે મંડળમાં ઘણી બહેનોનો વિચાર આપની પાસે એક ભાષણ અપાવવાનો છે. આશા છે કે આપ એક ભાષણ આપવાનું કબૂલ કરશો. કઇ તારીખે તમારૂ ભાષણ રાખવાનું છે તે તમને હવે પછી ખબર કરવામાં આવશે. તમારો વિષય અમને મહેરબાની કરી લખો જણાવશોજી. મંડળના કામકાજમાં આપ ઉમંગ ભર્યો ભાગ લો છો એ ઘણી ખુશી થવા જેવી બીના છે.

લી૦ કલાવતી ભવાનીદાસ નારણદાસ.

## ની. ૮

મુંબઇ તા. ૮-૬-૦૬

# શાંતિકુંવર.

ઉ. ૧૪

૧. ક્રુર અને ઘાતકી નથી. સરળ ભોળો સ્વભાવ છે. એકમાર્ગી. પેટમાં વાત રહે નહિ.

૨. અતિ ચંચળ નહિ. અપ્રાપ્તેચ્છક છે, સ્વાતંત્ર્ય વૃત્તિ વિશેષ છે. દ્રઢતા સારી છે. પણ ટકે નહિ.

૩. હિમત મધ્યમ છે. પ્રવાસ વૃત્તિ છે. માયાળુ છે. પતિપ્રિય અને વિશ્વાસી છે. ખર્ચાળ, આસ્તિક, પ્રમાણિક છે. વિચારો ઉદાત્ત રહે છે.

૪. તીક્ષ્ણ અને ક્રોધિષ્ઠ સ્વભાવ નથી. મંદ સ્વભાવ છે. સ્ફુર્તિ છે.

૫. સ્વાદિષ્ટ વાજબી પ્રમાણમાં છે. પૂર્વજો ઉપર ભાવ છે. ભક્તિ ઉત્તમ જિજ્ઞાસુ છે.

૬. સ્વકર્તવ્ય પ્રસારક વૃત્તિ છે. અનુકરણ શક્તિ સારી છે. પરોપકાર વૃત્તિ, ભૂત દયા વાજબી પ્રમાણમાં છે.

૭. હિસાબનું કામ મધ્યમથી ઓછું. આકાર અને આકૃતિ ઓળખવાની શક્તિ સારી છે. drawing તથા ભરત કામ જલદી આવડે.

૮. જગ્યા, શબ્દ, વાક્યની યાદદાસ્તી સારી છે. ચાલુ વિશેષ યાદ રહે, પાછલું ભૂલે, આવર્તન જાસ્તી જોઇએ.

૯. પૈસાની કીમત નહી. વગર કારણે ખરચી નાંખે. માટે એની અધ્યક્ષતા રાખવી જોઇએ નહી.

૧૦. ધાર્મિક તથા શ્રદ્ધાળુ. વૈરાગ્ય ઉદાસીન નથી. નિર્ગુણમાં નથી. વેદાંત સગુણમાં છે.

૧૧. સ્નેહભાવ, તથા સામાજીક, સ્વગ્રામ, સ્વજન સ્વદેશ, સ્વગૃહ પર પ્રીતિ વિશેષ છે. મા બાપ પિતા પુત્ર ઉપર માયાળુ છે. માયાળુ છતાં દયાળુ છે.

૧૨. શરિર ઉપાધિ ગ્રસ્ત.

૧૩. કપટ ધુર્તતા, ફસાવટ, વહેવાર ચાતુર્ય જાણી શકે નહિ.

૧૪. ભાષા વિષય પ્રધાન. ચિકિત્સા અને નિદાન કરી શકે. operation કરી શકે નહિ.

૧૫. એકાગ્રતા એક વિષય ઉપર રાખી શકે, ઇતિહાસ ભૂગોળ શીખી શકે. analysis power છે.

૧૬. **અવલોકન શક્તિ સારી છે.** એક માર્ગી સ્વભાવ કેંદ્રમાં છે.
૧૭. Physical power છે. પણુ આસપાસની મદદ તેને નથી.
૧૮. મહેનત કરાવો તો વધે.
**૧૯. યશસ્વી છે.** સાહસી નથી. દ્વેષી નથી.
૨૦. પતિને વાહન અપાવે.
૨૧. એને ઉડાવવા જોગા પૈસા પતિને વિશેષ મળે.
૨૨. કપટી કે ઢોંગી નથી. ડોળ છે.

લિ. ત્ર્યંકાપા.

## ની. ૯.

સાક્ષાત રંભા તું આવી છે આંહી. ટેક.
વર્ણન તારૂં આ જીભે ન થાય
એવી રૂપાળી આજે તું નિશ્ચે જણાય. સાક્ષાત. ૧.
તારી ખુબી થકી સર્વે અંજાય,
રતિ પણુ તારાથી લજ્જીત થાય.
તું તો એજ કે બીજી તે નહીં ઓળખાય. સાક્ષાત. ૨.
વૃદ્ધ પણુ જુવે તો વિહ્વળ થાય.
દ્રષ્ટિ વદનપર દૃઢ થઈ જાય.
મોટા તપસ્વી સાધુના તપ તુટી જાય. સાક્ષાત. ૩.

## ની. ૧૦.

કુશળગઢ, તા. ૬-૧૨-૧૧

**પ્રાણુપતિ—**

સ્વસ્તિ શ્રી શુભસ્થાને કુશળગઢથી લિ. અં. સૌ. શાંતિકુંવર. આપની ચીરંજીવી ઘણી હોજો.

## દોહરો.

સુખસાગર રહો વેગળા, દુઃખ દરીયામાં હું,
અંતર મળવા ચ્હાય પણ સ્થાન અતિશય દૂર.
પ્યારા મારા પ્રાણ છો, પ્રાણપતિ છો આપ,
હું છું પગની મોજડી, તમે છો મસ્તક નાથ.

પતિ! તમારા બે પત્ર પહોંચ્યા છે. તમે ખુશીમાં હશો. મારી તબીયત સારી છે. ફિકર કરતા નહિ. પતિ? તમે દોહરો વાંચી જેવા ખુશ થશો તેવા અમને પણ એનો પ્રત્યુત્તર દોહરા વાળો લખવા કૃપા કરશો, પતિ, બે પૈસાનું પાકિટ લખજો. હવે તો ગમતું નથી તેથી જેમ બને તેમ વહેલા આવો. રાજા સાહેબ દિલ્લી આવ્યા હશે. પતિ! આજે આપણું હારમોનીયમ રણવાસમાં ગયું છે તે આજે તો ગમત થવાની છે તે સહેજ જાણવા લખ્યું છે. પતિ! આપણી ઓળખાણ વાળા કોણ કોણ આવ્યા છે તે લખજો. દિલ્હીના સમાચાર લખતા રહેજો. પતિ! નાકની જડ ઝીણી મળતી હોય તો લેતા આવજો. બીજી ગમે તે વસ્તુ લેતા આવજો. પતિ! ખાવાનું અહિંથી આપ્યું છે તે ખાજો. મારા કાગળમાં ભૂલ ઘણી હશે માટે સુધારીને વાંચજો. ભાગીરથને કહેજો કે આપની તબીયત સાચવે. પતિ! શરીરનું જતન કરજો. કાગળ લખજો. ગમતું નથી. ઉંઘ આવતી નથી. માટે આવવાના સમાચાર લખજો. પતિ! **આ કાગળ કોઇના હાથમાં ન જાય માટે સાચવીને મૂકજો.**

**પ્રાણનાથ**—લિ. આપની દાસી,

**અ. સૌ. શાંતિકુંવર.**

નં. ૧૧

*Navsari, Sunday 23-3-13*

## An Essay on Goodness.

Ladies and Gentlemen,

To-day I will read a short essay on Goodness. A good heart, a good word and a good action are all admirable. God loves good heart, and he who is good in heart, will be loved by all. A good word is quite desirable, we should govern our tongue as we should control our mind; but to crown all, a good action merits a great deal. A good action never goes unrewarded. You will see in life that a good action always brings its reward sooner or later. We should return good for evil. He who is really good, does not return evil for evil, nor does he hurt even the smallest insect like a bug or a louse. You perhaps know that the Fairy Truth had given a ring to Prince Darling, which pricked him whenever he did a bad thing. When he did not care for

the pricking of the ring, he became a monster; but when he did good actions, he again became a king. This shows that God is great, and he likes and rewards goodness; the motto says "Love the good and hate the evil." but we should love everybody and be good. We should never do evil and should never be wicked. A bad habit is very hard to get rid of. Habit is second nature, we should therefore fear God and keep the habit of doing good. With these words, I beg to resume my seat.

**Shantikuvar.**

## ની. ૧૨.

આ ભાષણ મી. દિન્શા કુંવરજી ભાગલ્યાએ નવસારીમાં પોતાના ગુલશન પ્રિંટિંગ પ્રેસમાં સૌ. શાંતિકુંવર સુતરીયાને માટે છાપી ઉપલે ઠેકાણે તા. ૧૫—૯—૧૯૧૫. ને રોજ પ્રગટ કર્યું હતું.

# આત્મભોગનું રહસ્ય.

**સુજ્ઞ પ્રમુખ સાહેબ, તથા પધારેલા સ્ત્રી પુરૂષો.**

આ સૃષ્ટિમાં મનુષ્યદેહ અતિ દુર્લભ છે. મનુષ્યદેહ કેમ સાર્થક થાય તે સમજી મનુષ્ય જીવન આપણે એવી રીતે ગાળવું જોઇએ કે આ દુનીઆમાં અને પેલી દુનીઆમાં આપણું કલ્યાણ થાય. ગૃહસ્થો,

આજનો વિષય "આત્મભોગનું રહસ્ય" છે. આત્મભોગ એટલે નાની અને મોટી દરેક બાબતમાં આપણે ભોગ આપતાં શીખવું જોઇએ અને તેનું રહસ્ય એટલે તેનો છુપો ભેદ. આત્મભોગ આપવામાં આનંદ કેમ પ્રાપ્ત થાય તે શીખવનારી કુંચી તે તેનું રહસ્ય છે. આત્મભોગ નાની બાબતમાં આપણા હક જતા કરી નુકશાન વેઠવામાં સમાયલો છે. કેમકે તે વડે મોટા હક મેળવવાના છે. અને મોટી બાબતમાં પ્રાણ જાય તેની પણ દરકાર નહીં રાખતાં સત્ય સ્નેહ અને શીલ, પુરૂષ તથા સ્ત્રીઓએ પાળવાં એવો બોધ આત્મભોગ શીખવે છે.

પ્રથમ તો, સ્ત્રી પુરૂષ દરેકે આ દુનીઆમાં અંકુશમાં રહેવાનું છે. મનસ્વીપણે અને સ્વચ્છંદીપણે વર્તવાથી મનુષ્યત્વ રહેતું નથી. સ્વાર્થી થઇ જવાય છે. જેમ પાણીનો રેલો અને બાઇસીકલનું પૈડું જ્યાં નીચી જગ્યા જોય તે તરફ ઢળે છે. તેમ મનુષ્યનું મન પણ નીચો અને સ્હેલી બાજુ પર તરતજ ઢળી જવા પ્રેરાય છે. એ પ્રેરણા, નાનપણથીજ મનુષ્ય સ્વભાવમાં માલમ પડે છે. પણ કેળવણી સારી મળી હોય તો તે સુધરે છે. બચ્ચું સ્વાર્થી ઇચ્છાઓ પુરી પાડવા હઠ કરે છે. પરંતુ ત્યારથીજ તેને પોતાના મનને સ્વચ્છંદી થતાં "ના" કહેવાની કેળવણી મળવી જોઇએ. ગેરવાજબી ઇચ્છાઓ તૃપ્ત કરવામાં "ના" કહેતાં આવડવી જોઇએ. પોતાના મનને "ના" કહેવી એટલે કે પોતાનું મન મારતાં આવડવું જોઇએ. આજ કાલનો જમાનો તો સહેલામાં સહેલું શું છે, તાત્કાળિક લાભ શેમાં છે, તે જોવામાં આનંદ માને છે. પણ એમ સમજવું જોઇએ કે જેમ કામ મોટું અને મહત્વનું તથા રૂડું, તેમ તેની મુશ્કેલી વધારે હોય છે. મુશ્કેલી છે

માટે તે કામ છોડી દેવું એ સમજ ગેર વાજબી છે. મનુષ્યમાં દૈવી માનુષી, અને જાનવરી ખાસીયતો છે; તે પૈકી દૈવી અને માનુષી ખાસીયતો પ્રમાણમાં પોષીને જાનવરી ખાસીયતો ઓછી કરવામાં કેટલેક અંશે આત્મભોગની જરૂર છે પોતાની ઇચ્છાઓ જે તરફ દોરાય તેને અંકુશમાં કેમ અને કેટલે દરજ્જે રાખવી એ શીખ્યાથીજ મનુષ્યનું મનુષ્યત્વ દીપે છે, માટેજ સ્વાર્થ છોડનાર અને પરમાર્થને પોષનાર આ દુનીઆમાં અને પરદુનિયામાં મુક્તી પામે છે.

બીજી વાત એ છે કે, સ્ત્રીઓનું સતીત્વ આત્મભોગ ઉપર રચાયલું છે. સતીઓ પોતાના પતિ પાછળ પતિના પ્રેમમાં સળગતી ચિતા ઉપર બળી મરતી. લોર્ડ વિલ્યમ બેન્ટીંક જેવા પરોપકારી ગવર્નર જનરલના પ્રયાસથી સતીનો રીવાજ જંગલી સમજવાથી બંધ થયો છે. માત્ર દેખાદેખીથીજ કૃત્ય થાય તે બંધ થવું જોઇએ. મુવા પાછળ કુટવું, રડવું, શોક પાળવા, વગર હેતનું દુનીઆ દેખડામણું બળી મરવું, અથવા તો સગા વ્હાલાં આબરૂ જાળવવા બળાત્કારે બાળી મુકે, તો એ તો ખુન અને ખુનની મદદગારીજ કહેવાય. પરંતુ ખરા પ્રેમનું લક્ષણ એ છે કે જીવતાં પણ પોતાનો સ્વાર્થ છોડી પ્રેમીને માટે પ્રાણની પણ દરકાર નહિ રાખવી અને પ્રેમીને સદા અનુકુળ રહી અનુસરવું. પતિને જે અનુકુળ રહે તેજ સતિ સ્ત્રી છે. પતિવ્રતાના લક્ષણમાં કહ્યું છે કે.

कार्येषु मंत्री करणेषु दासी
भोज्येषु माता शयनेषु रंभा
मनोनुकूला क्षमया धरित्री
गुणैश्चभार्या कुलमुद्धरान्ति ॥ १ ॥

એનું એક દ્રષ્ટાંત આપું છું:—

પ્રાચિન રાજ્ય મહિલાઓમાં સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રના ધર્મ પત્ની તારામતીનું દષ્ટાંત ખરેજ અતી ઉત્તમ છે. તે પતીપ્રાણા સાધ્વી સ્ત્રી હતી. તેણે પોતાના પતીનું સત્ય વચન પળે તેને માટે અસહ્ય દુઃખ વેઠયું તેની તો પરિસીમાજ છે. તેનું અંતઃકરણ પવિત્રતા અને મધુરતાથી ભરપુર હતું. સતી સદૈવ સ્વામીનો સહવાસ ઇચ્છે છે. સતિ પતિને ઉન્નત માર્ગે દોરવવામાં નારી જન્મનું સાર્થક સમજે છે. સ્વામી ધનવાન હો કે નીર્ધન હો, અનુકુળ હો કે પ્રતીકુળ હો તો પણ સતી પતીનેજ પોતાની ગતી સમજે છે. સંપદમાં ને વીપદમાં સતી પોતાના પતીની અનુગામીની થાય છે. તારામતી હૃદયની દરીદ્ર કે સાંકડા મનની નહી હતી. તે ભીખારણ થઈ પણ પતીને વાકયબાણુથી વીધ્યો નહી. દુઃખમાં ધીરજ રાખી નીચ ઘેર પાણી ભર્યાં પણ સતિપણાથી ચુકી નહીં. સ્વામી કેમ સુખી થાય એજ એનું કર્તવ્ય સમજી. સતિ સીતાને અશોકવાડીમાં રડતાં જોઇ છે, સતિ સાવિત્રીને મરેલા પતિને ખોળામાં લઇ રડતી જોઇ છે, સતિદમયંતીને સ્વામિ વિયોગનો વિલાપ કરી રડતી જોઇ છે, સેંકડો રજપુતાણીઓને પતિ પાછળ બળી મરતી જોઈ છે, પરંતુ સતિ તારામતીએ જીવતાં જીવત ધણીને કરજમાંથી છોડાવવા જે સંકટ વેઠયાં છે તે આશ્ચર્ય ચકિત કરનારાં છે. આજ તો કેટલીક સ્ત્રીઓ પોતાના સુખને માટે પતિને કરજની જાળમાં ગુંગળાવવામાં આડું અવળું જોતી નથી.

ત્રીજી વાત એ છે કે, પુરૂષોને પોતાની સ્ત્રીઓ વહાલી હોય તો તેમણે સ્ત્રીઓને કેળવવી જોઇએ. અલબત સ્ત્રીઓને સોનાથી શણગારવામાં તેઓ કચાશ રાખતા નથી. પણ વિદ્યા આભુષણની

ખોટ જોવામાં આવે છે. સ્ત્રી, જો ભણશે તો આપણા જેવી હુશીયાર થશે, અને પછી ઘરનું કામકાજ નહી કરે, અને સ્ત્રી તો માત્ર ઘરની મજુરી કરવા રસોઇ કરવા તથા છોકરાંઓને ઉછેરવા માટેજ જન્મેલી છે, અને તેને ભણાવીશું તો સ્વચ્છંદી થશે અને આપણા ઘરના કામમાં હરકત આવશે, એમ સ્વાર્થી નજર રાખવી નહી જોઇએ. કદાપી થોડે અંશે તેમ થતું હોય તોપણ જ્યાં પ્રેમ છે ત્યાં તેટલો આત્મભોગ જરૂરનો છે. તમારે બારણે બંધાયલી ઘરની ગાય પણ સુખ આપી સુખ પામે છે, તો લગ્નની ગાંઠથી બંધાયલી સ્ત્રી અભણ દાસી રહે તેના કરતાં તમારી ગુણીદારા થાય એમ કરવા જેટલો ભોગ આપવો એ તમારૂં કર્તવ્ય છે. સ્ત્રીઓ અજ્ઞાન રહી તમારૂં દાસીપણું કરે તેમાં કદાપી તમે આ દુનીઆમાં માન પામશો, પણ પ્રભુને ત્યાં જવાબ દેવાનો છે કે તમારી સાથે સંબંધમાં આવેલાને તમે શો ઉત્તમ લાભ આપ્યો ? તમારૂં અને તેનું શું કલ્યાણ કર્યું. ? તમે સ્ત્રીને જ્ઞાની કરી તમારા જેવી બુદ્ધીશાળી કરી કે નહી ? એ પ્રશ્ન વિચારવા યોગ્ય છે. ભાઇઓ આમ કહેવામાં મારી ભુલ થાય તો માફ કરશો. હું જાણું છું કે તમારો દેખીતો તરતનો લાભ હું છીનવી લઊં છું. પરંતુ થોડી ખોટે મોટો નફો થવાનો વેપાર કયાં છે તેનું રહસ્ય બતાવું છું. માટે ભુલ હોય તો માફ કરશો. એ આંગળી બતાવ્યાનું પુણ્ય મને મળે તેમાં આપણો સર્વનો ભાગ છે.

આપણી સ્ત્રીઓની હાલની કેળવણી જુવો. હોળીના દીવસોમાં હોળી આગળ બેસી તરેહવાર શબ્દોની છાપ મનપર—પેશવા દેવી, લગ્નમાં ફટાણાઓ ગાવા, એ વગેરે મલીન કેળવણી છે. અને શુદ્ધ

કેળવણી હાલ જે મળે છે તેમાં બ્રાહ્મણીઓ પાસે લગ્નના ગીતો ગરબાઓ અને શૃંગારિક ઘોળ તથા કડવાં અને મીઠડાં વગેરે ભજન કીર્તન શીખવામાં સમાયલી છે. કથા વાર્તા નાટકો રાસ એ કાંઈક કેળવણી આપે છે. પરંતુ વિચારો ઊંચા નીતિમાન થાય એવી વિદ્યા કેળવણી સાહિત્ય સંગીત કળાની ખીલવણી તથા રસોઈ ભરત શીવણ ચિત્ર વગેરે ઉદયોગની ખાસ જરૂર છે. સ્ત્રી તો મૂળથીજ મૃદુ અને નરમ સ્વભાવની હોય છે. " કન્યા અને ગાય જ્યાં દોરે ત્યાં જાય " એવી કહેવત છે. સ્ત્રીઓનું ભાગ્ય તમારા હાથમાં સોંપવામાં આવ્યું છે. તેનો ઉદય તમારે કરવાનો છે. હીંદ દેશ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ છે. તમે સર્વે દયાળુ માયાળુ અને હોંસીલા છો. ગાયનું રક્ષણ કરવું એ મોટો ધર્મ છે. મોટા આત્મભોગે પણ તે કરવાનું છે. ગાય રાખે નહીં તેને રૂડાં ઘી દુધને નવનીધ ક્યાંથી મળે ? ગાયને કેળવે નહીં તેને સુખ ક્યાંથી મળે ? મહેનત તો પડે તેમજ તમારૂં ઘર સુધારવું એ તમારૂં કામ છે. હું જાણું છું કે સ્ત્રીઓ તેમાં તમને મદદ આપતી નથી. પણ તે કેળવણીનોજ વાંધો છે. તમે સ્ત્રીને તેનું સારૂં કરવા કહેશો તો તેજ કહેશે કે અમારે ભણીને શું વેપાર કરવા છે ? અમારે કંઇ પાઘડી પહેરી કમાવા જવું છે ? અમને તો તમારી દાસીજ થવા દો. અમારો હક તો તમારી શૈયા શોભાવી તમને ગાઢ નિદ્રામાં રાખવાનોજ છે. પરંતુ પુરૂષો જો ખંત રાખે, કંટાળે નહીં, આત્મભોગ આપે તો સ્ત્રીનું શ્રેય તેન જ હાથમાં છે. અલબત, સ્ત્રી કેળવણી લઇને ધણી તથા ઘર તરફ બેદરકાર રહે, વંઠી જાય, તેવી કેળવણી આપશો નહીં, પરંતુ સ્ત્રીઓ અજ્ઞાન રહે એવો સ્વાર્થ પણ તાકશો નહીં. તમે ડાહ્યા છો, માટે કોઇ રૂડો

રસ્તો શોધી ખામી વગરની કેળવણી આપો. ગાય માટે હિંદુઓ પ્રાણ તજે છે. સ્ત્રી તો તમારી હમેશની ગાય છે. તમારે આશરે છે, તમારે વશ છે, તેનું રક્ષણ કરો. તેને તમારા જેવી જ્ઞાની બનાવો. દુનીયામાં શું થાય છે. તે ઇતિહાસથી દેખતી કરો. જર્મની શું છે, જાપાન શું છે, વગેરેથી વાકેફ કરો.

વળી ચોથી વાત એ છે કે, આપણી સ્વદેશભુમી એ ગાયનું સ્વરૂપ છે. એ ગૌનો વધ થતો અટકાવવો આપણા હાથમાં છે. સ્વદેશભુમી રૂપી ગાય દોહવાઇ ગઇ છે, અને દોહવાતી જાય છે. તેના વાછરડાં ભુખે મરે છે. તેનું રક્ત માસ લોહી હર હમેશ વહેતુંજ રહે છે. કરોડો રૂપીઆ હરસાલ ઓછામાં ઓછા પચાશ કરોડ દર વરસે હીંદુસ્તાનમાંથી ચાલ્યા જાય છે. અને તમે કહો છો કે હીંદુસ્તાન ગરીબ છે, તમે વિચાર કરો કે જયાંથી દરસાલ પચાશ કરોડ રૂપીઆ આપણીજ નાની અમથી ભુલ અને બેદરકારીથી ચાલ્યા જાય એ દેશ નિર્ધન થાય અને ગરીબીમાં પીડાય અને રીબાય એમાં શું નવાઈ છે? અને તે શા માટે રીબાય છે ? આપણને આત્મભોગ આવડતો નથી તેથી. આવડતો હોય તો પણ આત્મભોગ કરવા ઇચ્છા નથી માટે. આત્મભોગ એટલે કોઇને જીવ આપવાનો નથી. ના, ના તેમ નથી. માત્ર એક નાનો અમથો ભોગ આપો તો એ કરોડો રૂપીઆ તમારી પાસે રહે એમ છે. અને એ કામમાં તમો પુરૂષો આત્મભોગ આપવા તૈયાર થશો, પણ હમે નહીં કેળવાયલી અંજાણ સ્ત્રીઓ પહેરી ઓઢી લગ્ન, અધરણી, ન્યાત જમવામાંજ હમારી દુનિઆ સમજીએ છૈએ તેજ તમને મદદ આપતી નથી. કેમકે એ વાતની અમને ખબર નથી. એ તમારૂં અને અમારૂં દુઃખ

મટાડવું રજપુતોના હાથમાં નથી. રજપુતાણીઓના હાથમાં છે. તમો પુરૂષો કરતાં પણ ખાસ અમો સ્ત્રીઓના હાથમાં છે. અને હમો સ્ત્રીઓ જે ધારીએ તેમાં ગમે તેટલો ભોગ આપતાં પણ હઠીએ એવી નથી. પણ અમને ખબર નથી, તેથીજ આડાઇ કરીએ છીએ. સીતા માતાને ખબર નહોતી કે સોનાના મૃગની લીલી પીળી કાંચળી પહેરવા જતાં પેલો કાળો કાબો રાવણ કાકો ઉપાડી જશે. તેમ અમને ખબર નથી કે ફેશનની ફીશીઆરીમાં અમારા દેશમાંથી કરોડો રૂપીઆ ઉપડી જવાથી અમારા પુરૂષોને કાળાં ધોળાં કરી પાપે પેટ ભરવાં પડે છે અને અમારો દેશ નિર્ધન થઇ દુઃખની ધાણીમાં પીલાય છે.

રોગગ્રસ્ત હીંદ પોતાનો રોગ જાણે છે, તો પણ રોગનું ભાન તદન ભુલી જાય છે. પોતાને નીરોગી સમજે છે. કરી પાળતું નથી. ખાય છે, પીયે છે, ચમન કરે છે, અને મોજમઝા માને છે. આવી સ્થીતિમાં એ રોગ સાજો થતાં વાર કેમ નહીં લાગે? બહારથી ઘા રૂઝાય છે પણ અંદર નાસુર વધતું જાય છે. ઢમ ઢોલ ને માંહી પોલ જેવો ઘાટ છે. રોગ અસાધ્ય નથી. ઔષધ હાથમાં છતાં ઉંઘમાંને ઉંઘમાં વ્યાધિ વધારી મુકયો છે. અફસોસ છે કે હિંદની અધમ સ્થીતી માટે કોઇ કાંઇ કરતુંજ નથી. કરે છે તો તેને મદદ મળતી નથી. હજી પણ જાગૃત થાઓ, જાગૃતી લાવો; આજે આપણો તમારો અને મારો સ્વદેશી પોશાક નહીં હશે તો હવે પછી સત્વર સ્વદેશી પોશાક અને સ્વદેશી ખોરાક વાપરવા તત્પર થઇશું. અલબત પ્રથમ તો સ્વદશી મોઘું લેવામાં આત્મભોગ આપવો પડશે. પરંતુ દમો ફટકો લુચ્ચાઇ મુસ્કેલી છતાં દેશી કારીગરીને ઉત્તેજન

આપવામાં તમારૂં તપોબળ તમારૂં મનોબળ અજમાવવું એજ તમારૂં ભૂષણ છે ન્હાયા તેટલું પુણ્ય મળે તો પણ બસ છે.

પાંચમી વાત એ છે કે, હાલમાં બીજો એક આત્મભોગ કરવાનો છે. હાલમાં યુરોપમાં જે યુદ્ધ ચાલે છે તેમાં આપણી અંગ્રેજ સરકારને મદદ તન મન ધનથી હિંદ કરે છે. હિંદી યોદ્ધાઓ પોતાના પ્રાણ પણ આપે છે. તો આપણે હિંદનીજ કારીગરીને ઉત્તેજન આપવાથી બીજે જતો પૈસો બચે અને સ્વદેશી વસ્તુઓ વાપરવાથી હિંદને જે નફો થાય તે બચતનો ફાળો હાલની ચાલતી લડાઇમાં મિત્ર રાજ્યોની મદદ માટે મોકલી આપો કે જેથી અંગ્રેજી રાજ્ય પણ આપણાં ઉપર સદૈવ પ્રેમવાળું રહે અને આપણા ઉદયોગને સફળ થવામાં સહાયભૂત થાય. તેમ નહિ બને તોપણ બીજાનો વાંક ન કહાડતાં આપણીજ ભુલો તપાસો. રૂડું કામ કરનારને પરમ કૃપાળુ પ્રભુ અનુકુળતા કરી આપશે. આત્મભોગ આપો. વાવણી કરવાના "બી" ના ખર્ચથી ડરીએ તો રૂડો પાક કેવી રીતે થાય ?

આત્મભોગ, સ્વદેશી, સ્ત્રી કેળવણી એ તો દેશનો ઉદ્ધાર કરવાના ખરાં સાધનો છે.

કહે નેપોલીઅન દેશને, કરવા આબાદાન;<br>
સરસ રીત તો એજ છે, દ્યો માતને જ્ઞાન;

પણ "ઘર ફુટે ઘર જાય" "જ્યાં વ્હાલાંજ વેરી થાય" ત્યાં ઉદયની શી આશા ? આવા સમાજોમાં પણ "ટાઇમ"નો આત્મભોગ આપવા ક્યાં આપણા સ્નેહીઓ તત્પર છે ? કેટલાકને તો પુરૂષ સમાજો તથા સ્ત્રી સમાજો નિરર્થક જેવી લાગે છે. અલબત આજે આપ સર્વેની આ મોટી હાજરીથી આ સમાજને નારાજ થવા કારણ નથી. પરંતુ એનાથી પણ વધારે હાજરીની જરૂર છે.

જો આપણે જાતેજ સમાજોની વિરૂધ બોલીએ, કેળવણીને નીંદીએ, તેના થોડા ગેરલાભોને આગળ કરીએ, અને વાત તોડી પાડીએ, ખામીઓ દુર કરી લાભ થાય એવા રસ્તા લઇએ નહીં, અને "સ્વદેશી"ના નુકશાનો તથા મુશ્કેલીઓ જોઇ તેની જરૂર નથી એમ કહીએ, તો ખરેજ આપણી કેળવણીની અને આપણા આત્મભોગનીજ ખામી છે. હું અહીં કંઇ સ્વદેશી વાપરવા સમ ખવડાવવા કે બાધા રખાવા કહેવા માંગતી નથી. કેમકે મોઢે બાધા રાખીએ અને પછી તે પાળીએ નહીં તો પાપના ભાગી થઇએ. કહ્યું છે કે Silence is Golden, Speech is Silvern. માટે આપણે આપણાં મનથીજ સમજીને સારૂં શું છે તે કરશું તોજ બસ છે.

બિરાજમાન પુરૂષો અને સ્ત્રીઓ, આપણા આ રૂષિ મુનીઓના પવિત્ર દેશમાં આત્મભોગનું શિક્ષણ નકામું નથી. ભુમી, અનુકુળ થઇ એક બી હજારો મણ પાક આપે એમ છે. ફળફુલ વાળી વૃક્ષ વાટિકા હજારોનું વિશ્રામ સ્થાન થઇ પોષણના સાધન પુરાં પાડશે. આપણા વડીલોના આત્મભોગના હજારો દ્રષ્ટાંતો દ્રષ્ટીગોચર થાય છે. તો આપણે પણ આપણા બાપ દાદાની રહેણી કરણીએ ચાલીએ તેમાં લાભ છે. અનુકરણ કરવામાં દેશનું સત્યાનાશ થાય છે. કોઇ પણ સ્થળે સારૂં દેખો તે ભલે ગ્રહણ કરો. પણ તે દેખીતું સારૂં છે કે ખરેખરૂં સારૂં છે તે વિચાર કરો. ઉજળું તેટલું બધું દુધ નથી "All that glitters is not gold." વગર વિચારના સાહસો સદા દુઃખદાઇ છે માટે છેવટે એજ મારી પ્રાર્થના છે, કે આત્મભોગ કરતાં ડરશો નહીં. નહી ડરવું એજ તેનું રહસ્ય છે. નીતિમાં નારાયણ વસે છે. સત્ય, સ્નેહ અને શીલ માટે આત્મભોગ આપવા તત્પર રહો. તેમાં શ્રી પ્રભુ તથા અંબા માતા સહાય થાઓ. બોલો શ્રી અંબે માતકી જેઃ—

શેઠ શાંતિકુંવર મુનશીઆ—નવસારી.

નં. ૧૩. કડોર તા. ૫-૧-૧૯

# હાલરડાં.

અર્લી ટુ બેડ ઍન્ડ અર્લી ટુ રાઇઝ;
મેઇક્સ એ મૅન હેલ્ધી વેલ્ધી ઍન્ડ વાઇઝ. હાલા૦ ૧
સમથીંગ ઇઝ બેટર ધૅન નથીંગ,
ફૉર્ચ્યુનં ઓઝ બાઇ ફેવર. હાલા૦ ૨
ગુડ વાઇન નીડ્સ નો બુશ,
એ ગુડ ફેઇસ નીડ્સ નો પેઇન્ટ. હાલા૦ ૩
ફેર ઈઝ નૉટ ફેર બટ ધૅટ વિચ પ્લીઝેથ,
હૅન્ડસમ ઇઝ, ધૅટ હૅન્ડસમ ડઝ. હાલા૦ ૪
ઑલ ગૅસ્પ ઑલ લૂઝ,
ધેર ઈઝ નો રૉયલ રોડ ટુ લર્નીંગ. હાલા૦ ૫
એ રોલીંગ સ્ટોન ગૅધર્સ નો મોસ,
એ જૅક ઑફ ઑલ ઇઝ માસ્ટર ઑફ નન. હાલા૦ ૬
ટ્રસ્ટ નૉટ પર્ફ્યુ બીફોર સ્વાઇન,
પ્રાઇડ ગોએથ બિફોર ડિસ્ટ્રક્શન. હાલા૦ ૭
ઈફ વિશીઝ વેર હૉર્સીસ, બેગર્સ વુડ રાઇડ,
એવરીમૅન થીંક્સ હીઝ ઓઉન ગીઝ સ્વૉન. હાલા૦ ૮
ઍઝ યુ સો, સો શૅલ યુ રીપ,
નેસીસીટી ઇઝ ધ મધર ઑફ ઇન્વેન્શન. હાલા૦ ૯
વેન્ટ ફૉર વુલ ઍન્ડ કેઇમ આઉટ શૉર્ન,
માઇટ ઇઝ રાઈટ બટ રાઇટ ઈઝ માઇટ. હાલા૦ ૧૦

વ્હેર ધેર ઇઝ એ વીલ, ધેર ઇઝ એ વે,
વ્હેન કૅટ્સ આર અવે, માઇસ આર ઍટ પ્લે, હાલા૦ ૧૧
આઉટ ઑફ સાઇટ, આઉટ ઑફ માઇન્ડ,
ફર્સ્ટ કમ ફર્સ્ટ સર્વ્ડ. હાલા૦ ૧૨
ધેર્સ મેની એ સ્લિપ બિટવીન ધ કપ એન્ડ ધ લિપ,
ધ વેરી વૉલ્સ હેવ ઇયર્સ. હાલા૦ ૧૩
ફ્રેન્ડ્સ આર મેની વ્હેન ધ પર્સ ઇઝ ફુલ,
એ ફ્રેન્ડ ઇન નીડ ઇઝ એ ફ્રેન્ડ ઇન-ડીડ, હાલા૦ ૧૪
હેલ્થ ઇઝ વેલ્થ, ઍન્ડ ગૉડ ઇઝ ગ્રેટ,
પ્રૅક્ટીસ મેઇક્સ એ મૅન પરફેક્ટ. હાલા૦ ૧૫

## નં. ૧૪

# સ્ત્રી સુબોધ.

### ગરબો.

( કે મા તમે પાવાના પટરાણી કે, કાળી કાળકાએ રે લોલ—એ રાગ )

કે પહેલે પૂજો પતિના પાયકે, બેની આદરીરે લોલ.
કે બીજે બોલો સાચા બોલકે, રીઝે શ્રી હરીરે લોલ.
કે ત્રીજે તજો તાપ સંતાપકે, દુર્ગુણ પરહરોરે લોલ.
કે ચોથે ચોરી જેવું કામકે, કદીપણ નહી કરોરે લોલ.
કે પાંચમે રાખો પતિપર પ્રેમકે, રીસ ન રાખીએરે લોલ.
કે છઠ્ઠે છોડી દેવો ગર્વકે, સહુનું સાંખીએરે લોલ.
કે સાતમે સંતોષે સદ્ગુણકે, શીયળ પાળીએરે લોલ.
કે આઠમે આપણે આઠ પહોરકે, આનંદ માણીએરે લોલ.

કે નોમે નીંદા તજીએ બેન કે, ક્રોધ ન આણીએરે લોલ.
કે દશમે દયા ધર્મનું મૂળકે, ફળરૂપ જાણીએરે લોલ.
કે અગીઆરસે અગણાનો એ ધર્મ કે, મનને મારીએરે લોલ.
કે બારસે બહુ થઈને નમ્રકે, સૌથી હારીએરે લોલ.
કે તેરસે તજો મમતને માનકે, ધીરજ રાખીએરે લોલ.
કે ચૌદશે ચાહીએ સહુનું શ્રેય, કે શાંતિ ચાખીએરે લોલ.
કે પૂનમે પતિવ્રતાનો ધર્મકે, પાળો સહુ તમેરે લોલ.
કે માણેકલાલની મધુરી મીઠાશ કે, સહુને બહુ ગમેરે લોલ.

## ની. ૧૫.

**શ્રી હાટકેશ્વરાય નમઃ**

કઠોર, તારીખ. ૧-૪-૨૦.

# ( સ્ત્રી કેળવણી. )

**માનવંતા પ્રમુખ સાહેબ તથા અન્ય ગૃહસ્થો**

**અને મારી વહાલી બ્હેનો,**

હું નીચે મુજબના ઠરાવની દરખાસ્ત મુકું છું:—

"આ કોન્ફરન્સ સ્ત્રી કેળવણી ઉપર વધુ લક્ષ આપવા દરેક નાતિ જનને આગ્રહ કરે છે"

સ્ત્રી કેળવણીનો વિષય આજ પચાસ વર્ષથી પુર જોસમાં ચર્ચાય છે, તેથી હું જે કંઈ કહીશ તે માત્ર પિષ્ટપેષણ ગણાશે, તો પણ સ્ત્રી કેળવણી ઉપર આખા જન સમાજનું કલ્યાણ અવલંબીને રહેલું છે તેથી એ વિષય ઉપર જેટલું બોલીએ તેટલું થોડું છે. ધર્મ,

અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પદાર્થ સ્ત્રી પુરૂષ દરેકે સાધવાના છે, અને એ રીતે આ મનુષ્યદેહ સાર્થક કરવાનો છે. પશુ તેમજ મનુષ્ય એ બેઉને આહાર, નિદ્રા આદિ સર્વ પદાર્થો સામાન્ય છે, પરંતુ બુદ્ધિ વિશેષનું તારતમ્ય છે, એ બુદ્ધિ કેળવવી એનું નામ કેળવણી છે. જેમ કણક કેળવે પકવાન્ન થાય છે તેમ કાન્તા કેળવવાથી શાન્ત્યાદિ સદ્‌ગુણોને સ્થાન મળે છે. તેને "સ્ત્રી કેળવણી" કહે છે.

કેળવણીના ત્રણ વિભાગ પાડીએ. ૧. શારીરિક. ૨. માનસિક અને ૩ અધ્યાત્મિક. પ્રથમ શારીરિક કેળવણી વિશે બોલીએ. કહ્યું છે કે શરીરે સુખી તો સુખી સર્વ વાતે. એ કહેવત ખરીછે. પરમ કૃપાળુ પરમેશ્વરે આપણા શરીર રૂપી બંગલામાં ચિત્ર વિચિત્ર ચૈતન્ય મય સંચાની રચના કરેલી છે. છતાં આપણા લોક શરીરની બહારની ટાપટીપ ઉપર જેટલું ધ્યાન આપેછે તેટલું શારીરિક બળ વધારવા તરફ લક્ષ આપતા નથી, એ શોચનીયછે. હાલતો શેહેરમાં જાહેર ચંટીઓ થવાથી તથા પાણીના નળ આવવાથી અનેક દમયંતીઓ એક નળ આગળ ભેગી થાય છે. જેથી પ્રથમ જે સુંદર બેડે પાણી લાવવા વગેરેની સાધારણ કસરત થતી તે પણ હવે નાબુદ થઇ છે. વળી સવાર સાંજ સ્વચ્છ હવામાં હરવા ફરવામાં આળસ વગેરે કારણો આડે આવે છે. વ્યાયામને અભાવે સ્ત્રીઓ અને તેમની સંતતી દિન પ્રતિદિન નબળી થતી જાય છે. કાઠીઆવાડી ઘોડીઓ તેમજ કાઠીઆવાડી સ્ત્રીઓ શરીરે મજબૂત હોય છે, તેવી ગુજરાતની સ્ત્રીઓ નથી. માટે કન્યા હોય ત્યારથીજ કાળજી રાખી કન્યાશાળાઓમાં કન્યાઓને નિર્દોષ રમત ગમત સાથે શારીરિક બળ વધે એવી રમતો અને કસરતોની કેળવણી ખાસ જરૂરની છે.

બીજો ભાગ માનસિક કેળવણીનો છે. માનસિક કેળવણી નિશાળોમાં અપાય છે. સુભાગ્યે સ્ત્રી કેળવણી તરફનો અભાવ ધીરે ધીરે ઓછો થતો જાય છે. ઠેક ઠેકાણે કન્યાશાળાઓ તથા મહિલા વિદ્યાલયો અને પુના જેવામાં પ્રોફેસર કરવેની ફીમેઇલ યુનિવરસીટી વગેરે સંસ્થા પુર જેસમાં ચાલે છે. સેવા સદન, વનિતા વિશ્રામ વગેરેને બહોળે હાથે મદદ પણ મળે છે. પરંતુ ઇંગ્લાંડમાં સ્ત્રીઓની કેળવણીના પ્રમાણમાં આ કેળવણી ઘણી ઓછી છે. શ્રીમંત ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં ફરજીઆત કેળવણી દાખલ કરી છે. એ તેમને ધન્યવાદ આપવા જેવું છે.

વળી માનસિક કેળવણી કેવા પ્રકારની અપાવી જોઇએ એ ઉપર ખાસ લક્ષ અપાવું જોઇએ, જેથી ધર્મ, નીતિ, ઉદ્યોગની વૃદ્ધિ થઈ સ્નેહ અને પ્રેમ યોગ્ય રીતે પોષાય, અને પોતાને તથા પોતાના સંબંધીઓને આ લોકમાં તથા પરલોકમાં સ્વર્ગ સુખ મળી આખરે મોક્ષ મળે એવી કેળવણી સ્ત્રીઓને મળવી જોઇએ. પોતાની મોટાઈ બતાવવા માટે અથવા બડાઈમાં આવી ફૅશનની ફીશીઆરીમાં કર્કશ લાગે એવા કટુ વચનોથી કલહને આમંત્રણ કરવામાં આવે, એ કંઈ કેળવાયલી સ્ત્રીઓને શોભે નહીં. એવા દુર્ગુણો દૂર થાય એ કેળવણીનો મુખ્ય હેતુ છે. માત્ર ગણિત, વાંચન કે "ગૉટપિટ સૉટપિટ" આવડયું એટલે કેળવાયા એમ કહેવાય નહીં. જન સમાજ અને પ્રભુ બેઉને રાજી રાખી વર્તન કરે એવી કેળવાયલી સ્ત્રીને ધન્ય છે. કાળીદાસ, શેકસપીઅર, કે સરસ્વતીચંદ્ર વાંચે, અને રાંધતાં કે પૂરી તળતાં આવડે નહીં તો તે હાંસીને પાત્ર છે. સ્ત્રીઓને ગૃહ વ્યવસ્થા તેમજ કાંઈક વૈદક તથા છોકરાં ઉછેરવાની પદ્ધતિ વગેરે જાણવાની

જરૂર છે. સ્ત્રીઓને હરેક રીતે રૂડી કેળવણી અપાશે તો આપણી લીલાવતીઓ હરેક શુભ લીલા કરવામાં પછાત પડશે નહીં. પોતાના સુપુત્રોને પણ સુશિક્ષિત કરી શકશે. આપણી સ્ત્રીઓ મૂર્ખ છે, એમ માનવાથી આપણને પોતાને અસંતોષ રહે છે. સ્ત્રીઓને સુધારવી એ પુરૂષોના પોતાના હાથમાં છે. સૃષ્ટિનો અર્ધ ભાગ જેને અર્ધાંગના નું ઉપનામ આપવામાં આવે છે તે અધમાંગના ગણાય અને અજ્ઞાત રહે એ એક પક્ષઘાત જેવો વ્યાધિ વળગેલો સમજવો. કથીરને કંચન કરવા માટે પતિરૂપી પારસમણિ બસ છે. કેળવણી એક પારસમણિ છે. એના સ્પર્શથી કાચા કાચ જેવા પૂતળાઓ કાંચનની પ્રતિમા બની જાય છે. પછી તેને માત્ર પૈસાની પૂતળી થવાની ઈચ્છા થતી નથી. ખરા પ્રેમનીજ ભૂખી રહે છે. અને ઘરેણાં ગાંઠાના મોહમાં ફસાતી નથી. સ્ત્રી, એ માત્ર ઘરેણા ગાંઠાથી ખુશ રહેનાર પાવલાની કિમતના બાવલા જેવી માત્ર સભા શોભાવનાર ઢીંગલી નથી. પરંતુ પોતાના સ્વામીની રૂપાળી રઢીઆળી સંસાર સાર્થકલ છે. સ્ત્રીને તન મન ધન આપવા તત્પર થાવ છો તો તેમને બુદ્ધિબળ આપવા તથા તેમની સહજ બુદ્ધિ કેળવવામાં શા માટે પછાત રહો છો ? એમાં કંઈ તમારૂં બુદ્ધિબળ ઘટવાનું નથી, પણ જરા ટેસ્ટવાળી, રસિક અને પતિના કર્કશ સુરમાં પણ પોતાનો કોકીલા કંઠ ઉમેરી અનેરૂં ગાયન ગાનારી, તથા આજ્ઞાકારી થઈ મઢુલી કે મહેલ શોભાવનારી, બનાવો. શ્રમ તો પડશે. પણ શ્રમમાંજ મઝા સમાયલી છે હિંદુસંસારના બાગના સુંદર સુગંધી પુષ્પોની તેના માળીઓએ પૂર્ણ કાળજી રાખવી અને તેમને સ્નેહે સીંચી પ્રફુલ્લિત બનાવવા પ્રયાસ કરવો એ તેમનું પ્રથમ કર્તવ્ય છે તેમની મેનાઓ અને મધુર કંઠી કાળી ગોરી કોયલોને ધોળી પૂણી જેવા

ફીક્કી પડેલી, ઝિઝરાતી અને મુંઝાતી જોવામાં આવે તો તેમાં તે પુરૂષોનોજ દોષ છે, કે જેમણે તેમને ખરી કેળવણી આપવામાં બે દરકારી રાખી છે. કેળવણી માત્ર બાહ્ય શોભા આપવા માટે નથી. પણ સંગીન પ્રકારની હોવી જોઇએ. સીતા દમયંતી વગેરે સતીઓની કેળવણી સંગીન હતી. ગ્રીસ, રોમ, ઇંગ્લાંડ, જર્મની, જાપાન વગેરે દેશોની કેળવણી જોઈ સ્ત્રીઓએ વિદ્યાની વૃદ્ધિ કરવી યોગ્ય છે. "Man's life is a progress, and not a station" દરેક પ્રાણી સ્વભાવે પરિવર્ધન પામે છે. તો સ્ત્રીને સુવિદ્યા તરફ પ્રગતિ કેમ નહીં આપવી ? સ્ત્રીને દુ:ખની વખતે ધીરજ આપનાર તેની કેળવણી એ મુખ્ય ઔષધિ છે. પુરૂષને દુ:ખની વખતે ધીરજ આપનાર, દુ:ખરૂપી રોગને મટાડનાર અને દિલાસો આપનાર સ્ત્રીજ છે. સ્ત્રીને પતિ પ્રાણ જેવો વહાલો અને પોતાનો જીવનહાર છે. આ સંસારમાં સ્ત્રીને પતિ એજ સર્વસ્વ છે. હૈયાનો હાર અને મુકુટમણિ શીર છત્ર પોતાનો સ્વામી પોતાનો પ્રભૂ છે. જે પત્ની પતિમાં આત્મ સમર્પણ કરીને કાયા અને મનો વાક્યથી તેની સેવામાં સર્વદા લાગેલી હોય છે, અને બદલો મેળવવાની કાંઇ પણ આશા રાખતી નથી, તેજ ખરી સતી જાણવી સતીને સ્વામીનો સહવાસ એજ તેના સુખના સૌભાગ્યનો સૂર્ય છે. સતી એ સીવાય બીજી કાંઇપણ ઇચ્છા કરતી નથી. સતી પોતાના પતિને અનંત ઉન્નતિના માર્ગે લઈ જવાથી નારી જન્મનું સાર્થક થયલું સમજીને કૃત કૃતાર્થ થાય છે. સતી સમજે છે કે, સ્વામી ધનવાન હો કે નિર્ધન હો, અનુકુળ હો કે પ્રતિકૂળ હો, ગમે તેમ હો પણ એજ મારી ગતિ અને આશ્રય છે. સુખમાં કે દુ:ખમાં, સંપદ્‌માં કે વિપદ્‌માં, સર્વ સમયમાં સતી સ્ત્રી છાંયાની પેઠે પતિનીજ અનુગામિની

અને પ્રિય કારિણી દેવી છે. આ પ્રમાણે આપણી ગૃહદેવીઓને ખરી કેળવણી મળશે તોજ આપણું ગૃહ, દેવમંદીર થઈ સ્વર્ગસુખ આપનારૂં નીવડશે. તેઓ પ્રાણ જતાં પણ સત્ય ધર્મ ચૂકશે નહીં તેઓ વ્યસન ઉંઘ કે કલહમાં સમય વ્યતીત નહીં કરતાં, કાવ્ય, શાસ્ત્ર, વિનોદમાં કાળ નિર્ગમન કરશે, પ્રથમ તો કન્યાઓને નાનપણથીજ સારી ટેવો પાડવા પ્રયાસ કરવો ઈષ્ટ છે. હિંદુસ્ત્રી સમાજની ઉન્નતિ અને દેશોદય આ આપણી કુમળી કુસુમ કળીઓની કેળવણી અને ખરી ખીલવણી ઉપર અવલંબીને રહેલાં છે. સ્ત્રીઓ શોભિતો પણ સ્વદેશી પોશાક પહેરવા સત્યાગ્રહી થાય તો પોતાનું સ્વરાજ્ય, પોતાનું હોમરૂલ, પોતાની ગૃહ વ્યવસ્થા પોતે મેળવે એ નિઃસંશય સમજવું.

પણ પુરૂષો સ્ત્રીઓને સુધારવા જરૂર જોય નહીં, અથવા પ્રયત્નજ કરે નહીં, અથવા પ્રયત્ન કરતાં ચીડાઈ માથાકૂટથી પાછા હઠે તો તેમાં સ્ત્રીનો શો વાંક છે? સ્ત્રીઓ તો ખરૂં પુછો તો પતિના પ્રેમની અને પૂર્ણ કૃપાનીજ ભૂખી છે. અને પતિ પાછળ ગાંડી ઘેલી બની ઘરવખુ થઈ ગૃહસંસારમાં ગુંથાઇ રહે છે. સાસુની સેવા કરે છે, સસરાની લાજ મર્યાદા રાખે છે. સ્વામીને રાજી રાજી રાખે છે. છોકરાં છૈયાંને ઉછેરે છે. અને નોકર તથા રસોયાનું કાર્ય કરવા ઉપરાંત સમાજમાં દીપી નીકળે છે. પતિની ઈચ્છા એજ પોતાની સગવડ સમજે છે. સારી સારી સાડીઓ, મોતીની માળા, વગેરે શણગારો, પતિની સહેજ ખતરાજી જોતાં તુચ્છ ગણે છે પારસમણિ ધણીની એવી રમણીને ધન્ય છે. એવી ગૃહિણી પતિની જીવનદોરી છે. સ્વર્ગની નિસરણી છે. ધૈર્ય અને ક્ષમા એ સ્ત્રીઓના મુખ્ય શણગાર છે. એ વડે સ્ત્રીઓ પોતાનું સામ્રાજ્ય સાધવી શકે છે.

શયને રંભા ભલે હોય પણ સ્વકુળને હરેક રીતે ઉદ્ધારનાર સ્ત્રી છે. તે નરકનું દ્વાર નથી, પણ અનેક રત્નોની ખાણ છે. રજકણમાંથી રત્ન બનાવનારી રમણીઓ, સૃષ્ટિ સૌંદર્યને શોભા આપે છે. સ્ત્રીઓનું બુદ્ધિબળ અગાધ છે. પણુતે બુદ્ધિબળ ચેતન રહિત રહી જડ થઇ જાય છે. સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ હોય ત્યાંથી તેને સંપૂર્ણ કેળવવી એ કઠીન કામ છે, પરંતુ એ કામ અસાધ્ય નથી. કષ્ટ સાધ્ય છે.

હવે કેળવણીનો ત્રીજો વિભાગ લઇએ. તે અતિ ઉત્તમ ટોચનો ઓરડો છે. કાતરીયું ગેપ હોય તો તે મકાન કે મનુષ્ય બેઉ નકામા. ભગવદ્ ગીતા, ભાગવત, પંચદશી, વગેરે પુસ્તકોનાં અધ્યયન. ભરત ગુંથણ ગાયન વાદ્ય નૃત્ય વગેરે કળાઓને શોભા આપે છે. ફરી કેળવણીથી સૌંદર્ય શોભા તરફ દ્રષ્ટિ ખોલે છે. કેળવણી વગરનું મનુષ્યજીવન નકામું છે, વિદ્યાવિહીન પશુ સમાન છે. અશિક્ષિત રહેવા કરતાં મરણ સ્થીતિ વધારે સારી કહેવાય છે, બે બે આંખો બધાને છે. પણ વિદ્યા વિલાસીને ત્રીજું લોચન ખુલતાં તે અનંત લોચન ગણાય છે. અને સ્ત્રી જો જ્ઞાન વિજ્ઞાન વિભૂષિત થાય તો તે આ દુનિયાની કોઇ પણ લાલચથી નહીં ફસાતાં દ્રઢબુદ્ધિ રાખી શકે છે. કહ્યું છે કે:—

निन्दन्तु नीति निपुणा यदिवा स्तुवन्तु ।
लक्ष्मीः समा विशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरण मस्तु युगान्तरे वा ।
न्यायात्पथः प्रवि चराति पदं न धीरा ॥ १ ॥

એવી ધીર સ્ત્રીને સંસારી માયા લલચાવી શકતી નથી. કેમકે અધ્યાત્મિક કેળવણી બ્રહ્મ સંબંધ કરાવે છે, એ કેળવણીમાં આપણે ઉચ્ચ વિચારો માટે ઉચ્ચ નજર રાખવાની જરૂર છે. દેશાટન, પરિષદો, સત્સંગ વગેરે કેળવણીના સાધનો છે. આનંદી શાંત સ્વભાવ કેળવણીનું મીઠું અને મધુર ફળ છે. તે ચાખનાર અને ચખાડનાર એઉને સ્વાદિષ્ટ લાગે છે. સુવિદ્યા સર્વને રમણ કરવા શક્તિવાન કરે છે. વિદ્યા આપ લેથી વૃદ્ધિ પામે છે. ઘટતી નથી. એ પ્રચ્છન્ન ગુપ્ત ધન છે. વિદ્યાધન એવું છે કે કરકસરને સદ્‌ગુણ સમજનારી સ્ત્રીને પણ વિદ્યા સંબંધમાં અતિ ઉદાર થવા ભલામણ કરે છે. શ્રવણ, મનન, નિદિધ્યાસન વડે વિદ્યા વૃદ્ધિ પામતી જાય છે કેળવણીની આવી મોજ પોતે લઈ બીજી બ્હેનોને આપવી એ કર્તવ્ય છે. જુવો કે લેડી લૉઇડ, લેડી વિલીંગ્ડન, ઍની બેઝન્ટ, સૌભાગ્યવતી વિદ્યાબેન, સૌ૦ શારદાબેન, સૌ૦ સુલોચનાબેન, તથા આપણા માનવંતા પ્રમુખના ધર્મપત્ની સૌ૦ શાંતાબેન વગેરે પરદુઃખભંજન વિદૂષીઓ સ્ત્રીઓને કેળવી સુખી કરવા પ્રયાસ કરે છે. એથી તેમનો સ્ત્રી કેળવણી પ્રત્યેનો પ્રેમ પ્રદર્શિત થાય છે. વાદ્ય વિદ્યા જે અખિલ વિશ્વનું વશી કરણ છે તે અધ્યાત્મિક કેળવણીનું મુખ્ય સાધન છે, અને તેથીજ ભક્તો ભજન કરીને તરી ગયા છે. અધ્યાત્મિક કેળવણી મોક્ષ દાતા છે. ટૂંકમાં એટલું કહેવું બસ થશે કે સ્ત્રી કેળવણીના ખોરાક વગર આપણો સ્ત્રી વર્ગ મૃતઃપ્રાય છે માટે સભ્ય સજ્જનો આ ચિત્રવિચિત્ર જગતમાં સુચરિત શોભે એવી શાંતિદાયક કેળવણી આપવા સ્વકર્તવ્ય પરાયણ રહો. એજ વિજ્ઞાપના. ઓમ્ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

Shantikuver Sutaria.

# ની. ૧૬

મુંબઇ. તારીખ ૭—૪—૧૯૦૬

# સ્ત્રીઓની તંદુરસ્તી.

**પ્રિય ભગિનીઓ,**

આજે જે ભાષણ સૌભાગ્યવતી બેન કાશીગવરીએ આપ્યું છે તે ઘણું અસરકારક છે. અને અર્વાચિન સ્ત્રીઓને અતિ અગત્યનું છે તનદુરસ્તી જાળવવી એ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા." પુરૂષ તનદુરસ્ત હોય તો તે પોતાની સ્ત્રી તથા સંતતિને સુખે પાળે છે. અને સ્ત્રી તનદુરસ્ત હોય તો પોતાના પતિની તથા પરમેશ્વરની સેવા સારી રીતે કરી શકે છે. અને પોતાના સગા વ્હાલા તથા પાડ પડોશીને ઉપયોગી થઇ પડે છે.

બાળ લગ્નના માઠા રીવાજથી આપણી હાલની સ્ત્રીઓમાં મોટો ભાગ ડીંગણી સ્ત્રીયોનો નજરે પડે છે. એ અતિ ખેદજનક છે. માંદી સ્ત્રીયોનું કટાણું મોઢું જોઇ તેનો પતિ તથા સગાવહાલા નાખુશ રહે છે. અને ડાકટરોની દવાના ખરચથી ખુવાર થાય છે. વખતનો ભોગ આપવો પડે છે અને સદા ચિંતાતુર તથા દુઃખી જીંદગી ગાળે છે.

અંગ્રેજીમાં કહેવત છે કે "Health is wealth" એટલે તનદુરસ્તી એ મોટી દોલત છે. એજ સુખનું સાધન છે. તનદુરસ્ત માણસ આનદી, હસમુખુ, તથા ઉત્સાહી રહે છે. અને જે સારૂં કામ કરવા ધારે છે તે કરી શકે છે.

પહેલાં આપણી સ્ત્રીઓ દળતી, કુવામાંથી પાણી ખેંચતી તેથી કસરત મળતી અને તેઓ વાથી ફુલી જતી ન હતી, ગરબા ખુંદતી, નાચતી, અને નૃત્યકળાને નીચી ગણતી ન હતી.

હાલતો આપણી સ્ત્રીઓની એવી નાજુક તબીઅત માલમ પડે છે કે પવનનો એક જબરો ઝપાટો આવે તો કેટલીક તો "વાયે ઉડી જાય જો."

સ્ત્રીયોએ મુખ્યત્વે કરીને અડકાયામાં તથા સુવાવડમાં શા નિયમો પાળવા તે પણ આપણે બરાબર જાણતા નથી.

પ્રાચિન સ્ત્રીયો વાંદાથી, ઉંદરથી, કે કુતરાથી ડરતી ન હતી. તે તો બખતર પહેરીને યુદ્ધમાં લડવા જતી હતી. અંબા, ભવાની વગેરે માતા થએલી સ્ત્રીયો ભલભલા મરદોને હરાવતી તે પોતાના પતિવ્રત, સાત્વિક બળ, અને તનદુરસ્તીનું પરિણામ હતું.

માટે બેનો, જેમ આપણા અંગ ખીલે, શરીર કસાય, અને શરીર બળ તેમજ બુદ્ધિબળ વધે એવા નીયમો પાળેથી આપણને લાભ છે. એટલું બોલી બેસી જવાની રજા લઉં છું. **સૌ. શાંતિકુંવર સુતરીયા.**

## **નીં. ૧૭**

### **સંઘાડીઆવાડ.**

**સુરત.** તા. ૧૬-૫-૨૧ સોમવાર.

**પ્રિયભાઇ માણેકલાલ.**

તીર્થ રૂપ "જી" ની તબીયત આજે સવારે નવ વાગ્યાથી પાછી બગડી છે. તે દિવસે મધ્યરાત્રીએ હતું તે પ્રમાણે ઉલટી ઉબકા વગેરે તેવાંજ ચિન્હો છે તેથી વિશેષ કંઇ નથી. ઔષધ તેજ અપાય છે. દરેક વખત શ્રમ પડવાથી શરીરે શીતવળી હાથ પગ તે વખતની માફક ઠંડાં પડે છે. બે ઉલટીની વચ્ચે થાકીને મુગાં પડી રહે છે. ફીકર કરવા જેવું નથી. તેવું હશે તો અર્જન્ટ તારથી તરત ખબર આપીશ. બીજા બધાં ખુશ મઝામાં છીએ

લી સ્નેо શુо

**છોટાલાલ ચુનીલાલના સપ્રેમ પ્રણામ.**

## નં. ૧૮

### રાગ કાફી ત્રિતાલ.

રહી વશી હૃદયમણી રમણી. ટેક.
શશી મણી મનગણી ચિત હારે,
વેણે નેણે મારે ડારે. મંત્ર ભણીએ. રહી. ૧
છબીલીએ છબીથીજ દીલને ડોલાવ્યું છે,
લટકે મટકે ભૂલ્યો ડૂલ્યો રંગમાં. રહી ૨
રસ સરોવર પર રમતાં રસીલી સાથ,
ડગલે ડગલે ડુબ્યો ડુબ્યો ડુબ્યો આ. રહી ૩

## નં. ૧૯

### રાગ કાફી જલદ ત્રિતાલ

અંતરમાં એ હસી. ટેક.
પ્રિયા મનહર છબી ઉરમાં વશી. અંતરમાં એ હસી.
ચંદ્ર બીના શોભે નહી તારા, મમતમ ગુણ મળતા પ્રિયપ્યારા:
વાર વાર મુખ જોઉં હસી. અંતરમાં. ૧

## નં. ૨૦.

# મોહ જાળમાંથી મુક્ત થવા વિશે.

### ગરબી.

### ( હું તો સંસાર શેરી વીસરીજો. એ રાગ. )

મન માયાને મમતા મેલની રે,
માથાકૂટની મોહ જાળમાં મુઝાય,
મળી મનુષ્ય દેહ મહા મૂલ્યનીરે,
મારૂં મારૂં કરી શું મલકાય.—મન.

અહ્યા અલ્પમતિ તારૂં તું વિચારનીરે,
તને તારૂં નથી સત્ય ભાન,
જે છે માયાનો મહેલ કાયા કારમીરે,
તેને તારૂં ગણે તું સ્વસ્થાન.—મન. ૨
તારૂં ધામ તો છે સત્ય સ્વર્ગે રહ્યુંરે,
તે તો તને ખેંચે છે કરી જોર,
પણ તારો તો દોર બહુ તોરમાંરે,
તું તો કાયા માયાને વશ દોર.—મન. ૩
તજી માયા ભંગુર સંસારનીરે,
તારા પ્રભુજીની રાખની તું પ્રીત,
માણેકલાલના માતુઃશ્રી શ્યામ કુંવરેરે,
ગાયું શુભ ગુણોથી ભર્યું ગીત.—મન. ૪

## નં. ૨૧.

# રામ ભજન.

રામ ભજન રોકડ નાણું રે, વેપારી સંતો,
રામ ભજન રોકડ નાણું. ટેક૦
લક્ષ ચોરાશી ફેરા, ફેરામાં ફરીઓ તોએ,
નહીં ત્હારૂં ઠામ કે ઠેકાણું રે. વેપારી૦ ૧
બીજાની વાતો માંહી. ડાહ્યો બહુ થાતો પણ,
તારૂં પોતાનું તું ન જાણું રે. વેપારી૦ ૨
કાળની દાઢો વચ્ચે, વિશ્વ ચવાતું રે,
સૌકો છે કાળનું ચવાણું રે. વેપારી૦ ૩

ની. ૨૨.

# શોક જનક અવસાન.

સ્ત્રી કેળવણી માટે નવસારી વગેરે સ્થળે જાણીતા થઈ સારો પ્રયાસ કરનાર તથા નિરંતર પોતાની આર્ય ભગિનોઓનું હીત હૃદે ધરનાર હાલ થોડા વખતથી સુરત આવી રહેલા અ. સૌ૦ શાન્તીગવરી ઉર્ફે શાન્તીકુંવરનાં અતિ શોકજનક અવસાનની નોંધ અતિ દિલગીરી સાથે લઈએ છઇએ. એવણ અત્રેના તેમજ શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં આવેલા કડોર કસ્બાના વકીલ રા૦ માણેકલાલ ચુનીલાલ સુતરીઆ એમ૦ એ૦ એલ૦ એલ૦ બી૦ એલ૦ એલ૦ એમ૦ ના ધર્મ પત્ની હતા અને એમણે ગુજરાતી તથા અંગ્રેજી કેળવણી પ્રાપ્ત કરી હતી. તા૦ ૧૯ જુન ૧૯૨૧ ને રોજ સુરત સંઘાડીયા-વાડમાં એમના મકાનમાં યુવાન વયમાં એમનુ મૃત્યુ થયાના સમાચારથી તેમને જાણવાવાળા હરેકને ભારે ખેદ ઉત્પન્ન થયો હતો. એમના પરલોકગમનથી રા૦ માણેકલાલભાઇને પાછલી વયમાં થતા અનહદ દુઃખ અને ગમગીનીમાં અમે ખરા અંતઃકર-ણથી ભાગ લઇએ છીએ. મરનારનો શુદ્ધ સરળ સ્વભાવ સદગુણી હતો. પ્રભુ તેમના પવિત્ર આત્માને શાન્તી આપો તેમજ રા૦ માણેકલાલભાઇને એમની નાની નાની બે બાલીકા-ઓની સંભાળ લેવાની શક્તિ તેમજ ધૈર્યતા આપો ! એમના પ્રગટ કરેલા પુસ્તક " આત્મભોગના રહસ્ય " અનુસાર એમનું જીવન એમણે વ્યતિત કર્યું છે. ઓમ, શાંતિ૦ શાંતિ૦ શાંતિ ! ! !

## નં. ૨૩.

તારીખ ૨૦ મી જુન ૧૯૨૧

**ખાનગી.**

કડોદ, તા. ૨૦—૬—૨૧

**પરમ સ્નેહી માનવંત મિત્રવર્ય**

**રા. રા. માણેકલાલભાઈ.** **મુ. સુરત.**

ઘણો દિલગીર થયો છું. સાંભળીને, કે આપનાં ધર્મપત્નિ અને મ્હારા ભગિનિ તુલ્ય અખંડ સૌભાગ્યવંતા શાન્તાગૌરી બ્હેનનું ગઈકાલે અકાલે અવસાન થયું છે. આપની પાછલી વયમાં ન્હાની બાલિકાઓની સંભાળ લેવાની જરૂરીઆતના વખતમાં એમની જીવનદોરી લંબાવાની ઘણી જરૂર હતી. તેમનાં પરલોક ગમનથી આપશ્રીને અનહદ દુઃખ અને ગમગીની થઈ હશેજ. મ્હારા જેવા સદ્‌ગુણોના પુજારીનું દિલ પણ એથી ઘણું દુઃખાયું છે: અને શુદ્ધ ભ્રાતૃભાવનાં વેગમાં, મન કઠણ રાખવા ઘણી કોશિષ કરવા છતાં, આંખોમાં પાણી—અશ્રુ—ઉત્પન્ન થાય છે. વધારે લખવા જતાં દિલ વધારે વધારે દુઃખાતું જાય છે. માટે વધુ લખી શકતો નથી. આપશ્રી ધાર્મિક જ્ઞાન સાથે સંસારનાં વિચિત્રતાથી ભરપૂર દુઃખો અને જંજાલોથી અનુભવ લઈ ચુકયા હોવાથી કાંઈક વધારે ધૈર્ય રાખી શકશોજ. અને પરમાત્મા આપને ધૈર્ય જોઈએ એટલું બક્ષે તથા દુઃખી માતૃ વિયોગી ચિ. ઇંદુમતિ તથા વિલાસીની બહેનને પણ માતૃની ભુખને લીધે જે લાગણીઓ થતી હોય તે સહન કરવા શક્તિ આપે. પરમાત્મા સ્વર્ગવાસી શાન્તા બ્હેનના આત્માને અખંડ શાન્તિઆપો !

લી. આપનો.

**ઠાકોરલાલ.**

શ્રી

કડી, તા. ૨૧-૬-૧૯૨૧

સહા રા. રા. માણેકલાલજી. લી. ગોર બાપુલાલ,

આપનુ કાર્ડ મલ્યુ. તે ઉપર અશુભ એવા શબ્દો છેટેથી જણાયાથીજ પેટમા ફાળ પડી કે– સૌ. શાંતીનું મરણ થયું. કાગળ પુરો વાંચ્યા બાદ તેનીજ ખાત્રી થઈ. આ અણુઘટતા બનાવથી અત્યંત દીલગીરી થાય છે અને આપના માથે આ ઓચીંતુ અણ-ઘટતુ સંકટ આવી પડયું જેથી દીલગીરીનો પાર રહ્યો નથી પણ તેમાં આપણો કાંઇ ઉપાય નથી. આ સંસાર દરીયાના નાવ જેવો છે. પોતપોતાનું સ્થાનક આવેથી તેમાંથી ઉતરી ચાલ્યા જાય છે તેજ પ્રમાણે આ બનાવ છે આપને અને સૌ. શાંતીકુંવરને તેટ-લોજ સંબંધ હશે તેથી પોતાની મુદત પુરી થવાથી પોતે સારો ભાગ ભજવી પરલોક ચાલી ગયેલ છે. આવા અણુઘટતા બનાવથી આપના મનને કેટલી મુઝવણુ થતી હશે તેનો પાર હશે નહી પણુ આપ જ્ઞાની અને વિદ્વાન છો તેથી ધૈર્ય ધારણુ કરશો. ઇશ્વર સારૂં કરનારનું પરીણામે સારૂજ કરે છે. તો આપને ઈશ્વર સહાય થશે માટે દીલગીરી કરવી નકામી સમજી મરનારના આત્માને શાંન્તી થવાના ઉપાયો યોજશો. આપ સરવજ્ઞ છો જેથી વધુ લખવા જરૂર ધારતો નથી પણુ હવે હીમત રાખ્યા શીવાય છુટકો નથી હીમત હારવાથી ધંધાને તેમ આશપાશના સ્નેહી સગાઓને પણુ ખમવુ પડે છે. માટે ચી. બે બેહેનોને હીમત આપી શાંત કરશો.

ચી. બેહેનોને પણ પોતાની માતુશ્રીનું પુરૂ સુખ મલ્યુ નથી જેથી તેમને પણ કેટલી વીયોગની વેદના થતી હશે. પણ ગમે તેમ થાય પણ હવે ઈલાજ નથી. આપનાં માતુશ્રીને પણ જેશ્રીકૃશ્ન કહેવાની સાથે આ બાબત દીલગીરી થવા નહી દેશો અને ધૈર્ય ધારણ કરવા કહેશો.

મરનારને પણ મા બાપના તરફનું સારૂં સુખ હતું તે બાબત મારા પુર્ણ અનુભવમાં છે પણ તે સુખ તેનુ ઈશ્વરે ભોગવવા દીધુ નથી. જેમ ઇશ્વરની ઇચ્છા હતી તેમ થયુ માટે હીમત હારશો નહી.

પાર્વતીને પણ તે પોતાની છોડી તરફથી ઘણી નીરાંત હતી. પાર્વતીએ આ દુનીયામાં કંઈ અત્યાર સુધીમાં સુખ જોયુ હોય તો તે સુખ જોવાનો પ્રતાપ તે છોડીજ હતી મરનાર ઘણી સુસીલ અને વિવેકી હોવાથી તમને પણ સુખ હતુ પણ તે સુખ જોવા દૈવ રાજી નહી હોવાથી સુખમાં દુઃખ કરી નાંખ્યું પણ તેમને પણ હીમત આપશો. આપ અને ચી. બે બહેનો છે તો તે પોતાની પુત્રીયો છે તેમ માની સૌ. શાંતી ગુજરી ગઈ નથી એમ માની મન વાળવાનું છે. હવે વધુ લખી આપને કંટાળો આપતો નથી, ઈશ્વર ઉપર આધાર રાખી હીમત રાખશો તો ઈશ્વર સરવે સારાજ કરશે. આવી બાબતમાં આપ સર્વજ્ઞ છો તેથી વધુ લખવા જરૂર નથી.

છેવટ મરનારના આત્માને ઈશ્વર શાન્તી આપે તેવી મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. એજ

લી. આપનો શુભચિંતક,

બાપુલાલના આશીરવાદ.

અમદાવાદ, તા. ૧૩—૭—૨૧.

રા. રા. શ્રીયુત માણેકલાલ ચુનીલાલ મુતરીયા.

એમ. એ. એલ. એલ. એમ.

મુ. સુરત.

અમદાવાદથી લી. સેવકો ભાઇલાલ નંદલાલ દેસાઈ તથા ગોકળદાસ ચ ચરતલાલ શાહના જયશ્રીકૃષ્ણ વાંચશો. આપના સ્નેહરાશી ધર્મ પત્નિ સૌ૦ શાન્તીગૌરીના અકાળ અવસાનની વાત અમે થોડા વખત ઉપર જાણી ઘણાજ દીલગીર થયા છીએ. તેમના અવસાનથી આપને ભારે ખોટ પડી છે. એટલુંજ નહિં પણ સમસ્ત દશાનાગર વણિક કોમમાં તેમની ખોટ પડી છે. કારણ કે તેમના જેવા શુશીલ, વિનયી, અને કેળવાયલાં રત્નો આપણી જ્ઞાતિમાં ઘણાં જુજ છે. અને તેમાંથી એક રત્ન ખોવાતાં આખી જ્ઞાતિને ખોટ ખમવાની છે. તેમની જગા લાંબા વખત સુધી જ્ઞાતિમાં પુરાય એમ અમને લાગતું નથી. પત્નિ તરીકે તથા માતા તરીકે એમણે જે પવિત્ર ફરજો બજાવીને પોતાનો ભોગ આપ્યો છે. તેનો આપણી જ્ઞાતિમાં દાખલો અદ્વિતીય છે. આપને તેમની ખોટ માલુમ પડશે તથા આપના બન્નેના સ્નેહ—કુસુમોને ખોટ માલુમ પડશે. આ સર્વેની દીલગિરીમાં અમો અંતઃકરણ પૂર્વક ભાગ લઇએ છીએ અને આપને આ કારી ઘા સહન કરવા ઇશ્વર સામર્થ્ય આપો તથા સદ્ગત સન્નારીના આત્માને ઇશ્વર શાંતિ આપો એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

એજ. દા. ગોકળદાસ.

Barfiwala Lodge.

**Fiat Voluntas tua.**

*Andheri 23-6-21*

My dear Maneklalbhai,

With extreme sorrow, Shanti and myself have learnt the shuddering news about the accidental and lamentable demise of that most amiable and social lady Shantikuver. Words of consolation from such young and inexperienced persons as our humble selves,-addressed to a practical philosopher as your goodself-seem unbecoming and superficial. But you may welcome such words even from such quarter-when you feel that they come from the innermost depths of our hearts. "May her soul have eternal peace" is the earnest prayer to that phase of the Trinity which is the equaliser of us all-of

Yours very sincerely

**Chunilal D. Barfiwala.**

**and**

**Shanti.**

મુંબઇ, તા. ૨૭-૬-૨૧

**પૂજ્ય માણેકલાલકાકા,**

જત અ સૌ. કાકી શાન્તિગૌરીના અચાનક ગત થયાના અતિ દુઃખમય ખબર સાંભળી અમો ઘણાજ દિલગીર થયા છીએ. પોતે ઘણાજ સુશીલને મળતાવડા સ્વભાવના હતા તેમ આપને આ વયે અતિ ઉપયોગી પણ હતા ને એમના જવાથી આપને સખ્ત આઘાત થયો હશે. પણ સમજુ છો ને સારી રીતે જાણો છો પ્રભુ જે કાંઇ કરે છે તેમાં આપણો કંઇ ઇલાજ હોતો નથી માટે આપ ધીરજ ને હિમત રાખી સર્વને હિમત આપશો ને એઉ બ્હેનોને પણ આશ્વાસન આપશો. કાકી શાન્તિગૌરી સ્વભાવે પણ ઘણાજ શાન્ત હતા ને પરમ કૃપાળુ પરમાત્મા પાસે મારી એવી નમ્ર યાચના છે જે શાન્તિનો આત્મા હમેશને માટે શાન્તિમાંજ વિરમે.

કાગળ લખવાની ઢીલ થઇ છે તે માટે ક્ષમા યાચું છું. કારણ કે એમાં વ્યવ્હાર કુશળતાનો દોષ રહે છે વધુમાં મામીની તબીઅત મજામાં હશે જો બને તો આપ ક્રિયા વગેરેમાંથી પતી થોડો વખત આ તરફ નીકળી આવશો કે જેથી દુઃખ વિસ્મરાય.

**ચિ. ઇશ્વર જે આપના દુઃખથી**
**અતિ દુઃખી થયો છે તેના પ્રણામ.**

**દેવકરણનું મોવાડું**, તા. ૧૧—૭—૨૧

**રા. રા. માણેકલાલજી.**

તમારૂં શરીર માતાજીના પ્રતાપથી સારૂં હશે. અત્રેથી લી. બા પાર્વતીના આશીર્વાદ વાંચશો. અમોને તમારા તરફનો ઘણી ફીકર

થાય છે કે તમે શું કરતા હશો ને તમારો વખત કેમ જતો હશે ? અમને રાત દિવસ એનું એ રટણ થયા કરે છે. પણ અમારો ઉપાય નથી. રામ સીતાજીનું જોડું વિખુટું પડી જવાથી કંઈ પણ સુઝ પડતી નથી. હવે ધીરજ ને હિંમત રાખવી એજ એક ઉપાય છે. સાચું મોતી ખોટું થઈ ગયું છે પણ તમે કોઇ વાતે મૂઝાશો નહિ. અમોએ તો તમારા પ્રતાપથી રાજધાની ભોગવી છે તેથી અમને વિસારે પડતું નથી. ઈંદુમતી તથા વિલાસવતીને માનો કાળ પડી ગયો. પણ તમો હિંમત હારશો નહિ શાન્તા બેનનું મરવાનું કોઈએ જાણ્યું ન હતું. જે આવે છે તે હાથ ઘસે છે. તમારા ભાગ્યમાં તો આવું દુઃખ જોઇએ નહિ પણ હમારે નસીબે આ પ્રમાણે થયું કે શું ? અમારા તપમાં ખામી પડી હશે, જેથી સાચું રત્ન ખોવાઇ ગયું. હું વધારે શું લખું. મારૂં હૈયું ભરાઇ આવે છે. બધા મોહોલ્લાવાળા ઘણો જીવ બાળે છે. બેન કમળા પણ ઘણું રડે છે.

અમદાવાદ. તા. ૨૫—૭—૨૧ શનીવાર.

રા. ભાઇ માણેકલાલ.

દિલગીરી સાથે લખવાનું કે ગઇકાલ રોજ ભગવાનલાલનો કાગળ આવેથી જાણ્યું છે. કે એકાએક તમારાં મીસીસ અથવા અમારાં બ્હેન શાન્તાગવરી ગુજરી ગયા જાણી ઘણુંજ ખોટું થયું છે. નાની ઉમરમાં એકાએક ચાલ્યા જવાથી ઘણોજ ખેદ થવા જેવું છે પણ ઇશ્વર આગળ આપણો ઇલાજ નથી. પરમાત્મા તેમના આત્માને શાન્તી આપે. આપનું તો ઘણુંજ બગડયું પણ ધીરજ રાખી છોકરીઓને સાચવી બેશી રહેવું. તે તો આ સંસારમાં શાબાશી લેઇને ચાલ્યા ગયાં. આ તરફનું કામકાજ હોય તો જણાવશો.

લી. બાઇ ગુલાબબા, દ. પ્રભાવતિ કસનલાલ.

Munsiff court,
*Kathor*. 21-6-21

My dear Mr. Sutaria,

I am extremely sorry to learn the sad and premature death of your dear wife. This is a great blow to you in your advanced age. No doubt this sad event has made your life miserable However, there is no alternative but submission to the decree of the Almighty. Please accept my heartful condolence in this your sad bereavement. I pray to God to give you strength and patience to bear this calamity.

Yours sincerely
**G. L. Patil**.

અમદાવાદી પોળ, વડોદરા.
૨૧-૬-૨૧

My dear Sutaria,

I am extremely grieved, almost shocked, to hear the untimely and sad demise of-your-dearest. She was really the support of your life & an agreeable companion. All things that befall a man have to be borne with patience & I request you will please take courage. May her soul rest in eternal peace.

Yours sincerely
**Maganlal N. Thakkar**

**વેરમા** તા. ૨૧—૬—૨૧

શ્રી સુરત બંદરે રા. રા. માણેકલાલ ચુનીલાલ સુતરીઆ. લી. વેરમેથી સેવક મણીલાલ પ્રાણજીવનદાસના જયશ્રીકૃષ્ણ વાંચવા. તમારો પત્ર મળ્યો. બેન શાન્તાના અકાળ મૃત્યુના સમાચાર એકાએક સાંભળી હમો બધા અત્યંત દીલગીર થયા છીએ. ઈશ્વર ઇચ્છા. હું તમોને દીલાસો આપવા સમર્થ નથી છતાં બે બોલ કહું છું તે ક્ષમા કરશો. દુનીઆમાં એક બીજાનું દુઃખ જોઇનેજ ધીરજ ધરવી પડે છે. આપણાથી વધારે દુઃખીઆ જોવા પડે છે અને ઈશ્વરને ગમ્યું તે ખરૂં સમજી ધીરજ ધરવી પડે છે. હવે તો મરનારના જીવને શાન્તી મળે એજ ઉપાય કરવા રહ્યા. ને ઇશ્વરની પ્રાર્થના કરી તેને શાન્તી આપો એજ માગવું રહ્યું છોકરીઓને આશીશ કામકાજ લખશો. દા. પોતાના છે.

તા. ૨૧—૬—૨૧

સ્વરતીશ્રી સુરત બંદરે સદા રા. રા. શેઠજી માણેકલાલજી ચુનીલાલજી વીગેરે જોગશ્રી વડોદરાથી લી. શા. જગજીવન ત્રીભોવનદાસના ઘટીત વાંચશો. અતરે કુસળ આપનો દીલગીરી ભરેલો પત્ર આજરોજ મલ્યો. વાંચી અતી ખેદ થયો છે. પણ એમાં આપણો ઈલાજ નથી. ઇશ્વરને ગમ્યું તે ખરૂ. આપ મનને ધીરજ આપી શાંત મનથી સરવેને શાંત રાખવા એજ હવે આપણું કર્તવ્ય છે. જે ઈશ્વર મરનારના આત્માને શાંતી આપે એમ કાર્ય કરવુ એ આપણો ધર્મ છે. માજી તથા બાલ બચ્ચાની સંભાળ રાખવાનું કામ આપણું છે. આ માઠા સમાચાર ભાઇ ગુલાબદાસે પણ પોતાના કાગળમાં લખ્યા હતા. એજ વિનંતી કામકાજ ફરમાવશો સંવત ૧૯૭૭ ના જેઠ વદી ૧ વાર ભોમે.

**દા. જગજીવન ત્રીભોવનદાસના ઘટ:રત.**

થાણા તા. ૨૩—૬—૨૧

**રા. રા. માણેકલાલ.**

થાણેથી લી. લાલાજી મગનલાલ ભાઈદાસના સલામ વાંચશો. જત સુરતથી ચી. ભાઇ જગુભાઇનો પત્ર આવ્યો ને તેથી આપના પત્નીના અકાળ દેવલોક થયાના સમાચાર જાણી અમો સઘળાને ઘણો ખેદ થયો છે. તેમના લખવા પ્રમાણે બનાવ એકાએક બન્યો છે. આ ખોટું થયું છે પણ પ્રભુનો બનાવ છે. ને તેના પર ભરોસો રાખવાનો છે. આપણું કાંઈ રાખી શકાતું નથી. અમોને સઘળાને ઘણોજ ખેદ થયો છે. ઇશ્વર મરનાર આત્માને શાન્તી આપો. એજ

**લિ. મગનલાલ ભાઇદાસ લાલાજી.**

વૈશ્ય સભા—**અમદાવાદ.**

તા. ૨૬—૬—૨૧

**રા. રા માણેકલાલજી તથા સાથ સર્વે.**

તમારો પત્ર મળ્યો; મારી બેન શાન્તિકુંવરના મરણના એકાએક સમાચાર મળવાથી આખી માંડવીની પોળમાં ઘણી દિલગીરી ફેલાઈ હતી. મુવાડા માં ગુરૂવારે કાગળ પહોંચ્યો હતો, અને તેજ દિવસે બેન કમળાને એક છોકરીનો જન્મ થયો હતો. બેનના મરણથી મને ઘણીજ દિલગીરી થાયછે પણ પરમેશ્વરને ગમ્યું તે ખરૂં. બાને માલમ થાય કે માણેકલાલજીને હિમત આપશો. બહુ શોક કરશો નહિ.

**લી. રમણ.**

પેટલાદ. તા. ૧૦-૭-૨૧

સુજ્ઞ મહાશય—

પેટલાદથી લી. નાથાલાલ છગનલાલ તથા સર્વ જ્ઞાતિ ભાઇઓના ઘટિત વાંચશો. સૌ. શાંતા બેનના અવસાનની હકીકત જાણી ઘણાજ દિલગીર થયા છીએ પણ શું કરવું. આ બાબતમાં અમારો કંઇ ઉપાય નથી. ઇશ્વરને ગમ્યું તે ખરૂં. આપ સર્વ વાતે સમજુછો. એટલે આપને દિલાસા પત્ર લખવો તે સરસ્વતી દેવીને શીખામણ આપવાજેવું કહેવાય માટે વિશેષ કાંઇ લખતા નથી.

જેઠાભાઇ, જીભાઇ વગેરે તમોને દિલાસા આપવા તમારા તરફ આવનાર છે. તેમને આ માઠા બનાવથી ઘણીજ દિલગીરી થઇછે પરંતુ જેમ તેમ સમજાવી શાંત પાડયા છે. આપના સ્વભાવના હમો પરિચિત છીએ તેથી આપને વધુ લખતા નથી તોપણ થોડું લખે ઘણું કરી વાંચજો. દસ્કત નાથાલાલ છગનલાલના છે.

મુનસફ કોર્ટ, પાદરા. તા૦ ૧૬-૭-૨૧.

સ્વસ્તી શ્રી ગામ કઠોર મધે મુરબ્બી શા. માણેકલાલ ચુનીલાલ સુતરીઆ. પાદરેથી લી. શા. કેશવલાલ રણછોડદાસના પ્રણામ. બાદ લખવાનું કે મારા પેટલાદ વાસી ભાઇઓ મારફત આપનાં પરમ પવિત્ર ધર્મપત્નીના શોક જનક હૃદય દ્રાવક મરણથી હમારૂં હૃદય બેહાઈ ગયું છે. પરંતુ ઈશ્વર આગળ કોઇનુ ચાલતું નથી. આપણે તો તેના હાથનાં રમકડાં છીએ. પ્રભુ કરે તે સહન કરવું એજ આપણી ફરજ છે. સમજુને વધારે લખવું ઈષ્ટ નથી. આપ અત્યંત

જ્ઞાની છો અને વિદ્વાન છો તો તે બાબતનો શોચ કરવો ઇષ્ટ નથી. હમારી ખરા જીગરથી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે ઇશ્વર સ્વર્ગવાસી થયેલા જીવને અખંડ શાન્તી આપે. લી૦ આજ્ઞાંકિત સેવક,

કેશવલાલ રણછોડલાલ.

બી. એ.

માટુંગા, તા. ૨૨-૬-૨૧.

મુરબ્બી કાકાશ્રી,

ગઇકાલે ઓફિસેથી આવ્યા બાદ તમારો પત્ર જોઈ વાંચી ઘણાજ દીલગીર થયા છીએ. ઓચિંતિ માંદગી તે પણ થોડા વખતની. આમ આવું પરિણામ લાવશે એમ આશા નહોતી. ઇશ્વર ઇચ્છા બળવાન છે. આપણું કાંઈ ચાલતું નથી. પ્રભુ તમને આ કારી ઘા સહન કરવાની શક્તિ આપો અને શાંતિ કાકીના આત્માને શાંતિ આપો એજ તેની પાસે પ્રાર્થના કર્યા સિવાય અન્ય ઉપાય નથી. હું ત્યાં વખતસર ન આવી શકયો તે માટે પસ્તાવા સિવાય બીજું કાંઈ નથી. લી૦ આજ્ઞાધીન,

રમણલાલના પ્રણામ સ્વીકારશો.

શ્રી ઠાકોર નાથજી જય

જેઠ વદી ૯ ને ગુરૂ.

પ્રીય ભાઈ માણેકલાલ ચુનીલાલ સુતરીઆ.

તથા પુજ્ય માતુશ્રી શ્યામકુંવર વીગેરે

ગઇ કાલે તમારા તરફથી અશુભ ખબર વાંચી ઘણોજ દીલગીર થયો છું તમારાં ધર્મપત્ની દેવલોક પામ્યા વાંચી તમારી દીલગીરીમાં

શુદ્ધ અંતઃકરણથી ભ.ગ લઉં છું તે નક્કી સમજવું. પ્રભુ ઇચ્છા હશે અને મારૂ શરીર હમણાં કરતાં જરાક પણ સારૂ હશે તો જરૂર જાતે આવી જઇશ. હવે મારો દેહ તમામ પડીગયો છે. ખોરાક પચતો નથી. અત્રે પ્રભુ કૃપાથી બધાં કુશળ. શાન્તી રાખી તમારી તબીયત સંભાળી ફુરસદે પત્ર રૂપી દરશન આપશો. પુજ્ય માતુશ્રીને પગે લાગણુ કહેશો. ભાઇ છોટાલાલ, ચંદન વગેરેને ધટારત કહેશો અત્રે બીલકુલ વરસાદ નથી. ગોમતીમાં કુવામાં જળ બીલકુલ નથી.

લી० શુભેચ્છક,

**બેહેચરભાઈ ભાણાભાઈના પ્રેમ પ્રણામ,**

**સાવલી,** તા. ૨૪—૬—૧૯૨૧

**૨૧. પ્રીયભાઇ માણેકલાલભાઇ**

લી. ડા. જેસીંગભાઇના ધટીત વાંચશો. વીશેશ અતરે કુશળતા છે. બીજું લખવાનું જે આપના પ્રીય પત્ની શાંતાગવરીના માઠા સમાચાર શાંભળી અમોને અત્યંત શોક થયો છે, અમો એ વાતને માની પણ શકતા નથી. આપ સમજુ અને વીદ્વાન છો એટલે આપને અમારા જેવા વીશેશ દીલાશો શું આપી શકીએ તેમ છે? છતાં ભાઇ તમારા ઉપર જે ભયંકર આફત આવી છે તેને માટે ધીરજ અને શાંતી ધરશો એટલીજ અમો આપને વીનંતી કરીએ છીએ. ઘરમાં રમણની માને પણ અત્યંત દીલગીરી થઇ છે અને પોતાની એક વહાલામાં વહાલી ચીજ ગયા જેટલો શોક ધરાવે છે. પરંતુ તેમાં કાંઈ આપણો ઇલાજ ચાલતો નથી. પુર્વના પુન્ય જેટલુંજ આપણને ફળ મળે છે અને તેથી વીશેશ કોઇપણ પ્રકારે મળી શકતું નથી. માટે ભાઇ ધીરજ અને શાંતીથી મનમાં દીલાસો લેશો. ઇંદુમતી અને વીલાસને સંભાળશો. દા. પોતે.

નવસારી. તા. ૧—૭—૧૯૨૧

મુરબ્બી શ્રી માણેકલાલ તથા બેન કીકી વગેરે

મુ. સુરત.

નવસારીથી લી. આ. દ. ભાઇલાલના સા. પ્રણામ વાંચશો.

વિ. લખવાનું કે કઠોરથી એક માણસ અત્રે આવ્યો હતો તેને તમારા શુભ સમાચાર પુછતાં જણાવ્યું કે અમારાં શાન્તા બેન દેવલોક પામ્યાં છે તો તે વાત સત્ય હશે એમ ધારી આ પત્ર આપને લખ્યો છે. આથી હમો ઘણાજ દીલગીર થયા છીએ બે દીવસથી જ્યારથી ખબર સાંભળી ત્યારથી હમોને ઘણુંજ ઓછું આવે છે. પણ કુદરતના નિયમને કોઇ કળી શકતું નથી અને ત્યાં આગળ આપણા સર્વ ઉપાયો વ્યર્થ છે માટે એ વાતનો શોચ કરવો નહી, અને બન્ને કીકીઓની સારી રીતે સંભાળ રાખશો. મારા સરખું કામકાજ લખશો. હું તમોને મળવા બે ત્રણ દિવસ પછી બનશે તો આવી જઇશ.

લી૦ ભાઇલાલના પ્રણામ.

Kathor,
22nd June 1921.

My dear Mr. Sutaria.

We are extremely sorry to learn about the sudden death of Mrs. Sutaria; not only myself & mrs. Jethalal, but all those who were in contact with her. I should not write you more, because you are a man to give Consolation to others so take consolation yourself.

yours, Jethalal K.

સ્વસ્તિ શ્રી ગામ સુરત મહાશુભસ્થાને પુજ્યા રાઘે રા. રા. મુરબ્બી શા. માણેકલાલ ચુનીલાલ તથા સાથ સર્વે. ગામ દેવકરણના મોવાડેથી લી૦ મહેતા સોમાભાઈ લલ્લુદાસ વગેરેના ઘણા માનથી જે ગોપાળ વાંચજો. જત તમારો પત્ર આજ રોજ આવ્યો તે પહોંચ્યો છે અમારા શાળીજી શાંતિકુંવર ગુજરી જવાના સમાચાર જાણી હમો ઘણાજ દલગીર થયા છીએ. પણ પરમેશ્વર આગળ આપણો માણસનો કંઈ પણ ઈલાજ ચાલતો નથી. પરમેશ્વરે ઘણુંજ ખોટું કરી નાંખ્યું છે હમારા ઘરનાં ઘણાંજ દલગીર થયાં છે. પરમાત્મા કંઇ સારૂં નરસું જોતો નથી ને એકા એક દુઃખ નાખે છે તો ધીરજ રાખી વેઠવું, હિમત હારવી નહિ, એજ.

સંવત ૧૯૭૭ ના જેઠ વદી ૩ ને વાર ગુરૂ

**દસ્કત સોમાલાલ લલ્લુદાસના વંદિત વાંચશો.**

કઠોર, તા. ૨૨—૬—૨૧

**ભાઇ શ્રી માણેકલાલ—**

લી૦ કઠોરથી વકીલ મકનજીના વંદિત. સૌ૦ શાંતા બેનના અવસાનના સમાચાર જાણી હમો ઘણા દિલગીર થયા છીએ. તમો ઉપર જે આફત આવી પડી છે તે અસહ્ય છે. પરંતુ ઈશ્વર આગળ માણસનું ચલણ નથી. સદ્દગતના આત્માની શાન્તી અર્થે આપ સુજ્ઞ છો એટલે વધુ શું લખું ? પરંતુ શોકથી વિમુક્ત થઈ કાર્યમાં જોડાઓ. પ્રભુ સદ્દગતના આત્માને શાંતિ અને નમાયાં બચ્ચાંઓને ધૈર્ય બક્ષો. એજ, વધુ શું લખું ?

**દા. બાપુભાઈના પ્રણામ.**

દેવકરણનું મોવાડું. તા. ૮—૭—૨૧

રા. રા. માણેકલાલજી,

બ્હેન શાંતિકુંવરના ગુજરી જવાથી ભારે દિલગીરી પેદા થઇ છે. હમારા બ્હેન ઘણું બગાડી ગયા છે. તેના ગુજરી જવાથી બધા વિખૂટા પડિ ગયા છીએ. હમારા બ્હેન તમને એક મીનીટ પણ સૂના મૂકતા ન હતા. પણ ઇશ્વરને ગમ્યું તે ખરૂં. હમારો જીવ તમારામાં છે. અમો તો છીએ તેના તેજ છીએ. તમો ઘણા સમજુ છો માટે હિંમત રાખજો. તમોએ ખાવા પિવા વગેરેનો શો બંદોબસ્ત કર્યો તે લખજો. હમને તેડાવશો ત્યારે આવવા તૈયાર છીએ.

નવસારી. પંડયા ખડકી.

તા, ૨૫—૬—૨૧

સદા મહેરબાન મુરબ્બી ભાઇશ્રી, માણેકલાલ ચુનીલાલ સુતરીયા.

સુરત.

વિ. વિ. આપના તરફથી હાલ પત્ર નથી માટે ફિકર થાય છે તે સંભારીને લખશો કે મળ્યા સમાન લાભ થાય. બીજું અમોએ ઉડતી વાત સાંભળી છે કે સૌ. શાન્તા બ્હેનની તબીયત બરાબર નથી. વળી અજુક્તિ વાત સાંભળી છે જેથી ઘણી ફીકર થાય છે. માટે વળતી ટપાલે જવાબ લખશો. ઘરમાંથી વાત માનવા ના પાડે છે ને ઘણીજ લાગણી સાથે પૂછાવ્યું છે કે શું હકીકત છે? તુરત જણાવવા મહેરબાની કરશો પ્રભુ આપને મદદ કરો. એજ

લી. સેવક,

ચુનીલાલ ગુલાબદાસ

મ્હેતાના જયશ્રીકૃષ્ણ.

ધરમપોર, તા. ૨૪-૬-૨૧

**મુરબ્બી શ્રી માણેકલાલ ભાઇની સેવામાં,**

મુ. સુરત.

મે. છોટાલાલભાઇના પત્રથી આપના પર આવી પડેલા દુઃખથી જાણીતો થયો છું. બહુજ દલગીર છું. આપને અવસ્થામાં આ દુઃખ **અસહ્ય** છે. પ્રભૂ ઇચ્છા બળવાન છે, ચિ. નાની બેનોને સંભાળશો. સૌ. ગજરા ભાભીને ભૂલી ગયેલા તે પાછું યાદ આવ્યું છે. પ્રભૂ આપને ધીરજ આપો. મારા ઘરના તમામ તથા માજીએ આપને દિલાસો કહાવ્યો છે, ધીરજથી આ દુઃખ સહન કરશો.

લી. સેવક,

**બાલકરામ.**

મુબઇ, તા. ૩૦—૬—૨૧

**ભાઇ ચીમનલાલ તથા તમારા માતુશ્રી વિગેરે**

સુરત.

આપનો, બેન શાન્તી કુંવરે ગુજરી ગયાનો કાગળ વાંચી આખુ કુટુંબ ઘણુંજ દીલગીર થયું છે પણ ઇશ્વરની ઇચ્છા આગળ કોઇનો ઉપાય ચાલતો નથી માટે સરવેને શાંન્તી આપવી એજ તમારો ધર્મ છે.

**લી. કેશવલાલના**

ઘટીત વાંચશો.

મોટા બજાર.

**નવસારી.** તા. ૨-૯-૨૧

**પ્રિય ભાઇ શ્રી ચીમન.**

તમોને ઘણા પત્રો લખ્યા પણ તમારા તરફથી કંઇ જવાબ આજ સુધી નથી તેથી તમો દરરોજ યાદ આવતા હતા થોડા વખત ઉપર કઠોરથી એક માણસ અત્રે આવેલ તેમને તમારી બેન વીષે કુશળતા પુછતાં દીલગીરી સાથે તેમના અકાળ મૃત્યુનું કારણ જણાવ્યું તે સાંભળી હું અત્યંત દીલગીર થયો. અને તમોને વાત કરવાનું સુસ્થાન જતુ રહ્યું એ અત્યંત ખેદ જનક વાત થઇ પણ કુદરતના નિયમ આગળ આપણું કશું ચાલતું નથી માટે દુ:ખને સહન કરવું એજ આપણી ફરજ છે. તમો વલસાડ હશો એમ જાણી આ પત્ર અમે લખ્યો છે. મે એક પત્ર સુરત પણ લખ્યો છે. મને બંન્ને નાની છોકીઓ બહુજ યાદ આવે છે. બનશે તો હું સુરત એક બે દીવસમાં જવાનો છું ત્યારે તમારા બનેવી પાસે જતો આવીશ. તમો અત્રે જરૂર-એક દીવસ આવી જાઓ. મહેતા ઉમીઆશંકરને પણ મેં વાત કરી તેથી તેમનો પણ દીલગીરીનો પત્ર આ સાથે એક આવ્યો છે. આપના બધા મિત્રો આ વાત સાંભળી દિલગીર થયા છે. પણ ઇશ્વરને ગમ્યું તે ખરૂં. બાકી એમની ઉમ્મર કંઇ ઘણી મોટી નહોતી તેમાં વળી છોકીની ઉમ્મર નાની તેથી વધારે લાગણી થ ાનું કારણ. ઇશ્વર ઇચ્છા. એજ. તેનામાંજ શ્રદ્ધા રાખ્યા સિવાય છુટકો નથી પત્રનો જુવાબ તરત આપજો.

**લી. બાઇલાલ.**

'સ્નેહ કુંજ'
નીલકંઠ મહાદેવના દેહરા પાસે,
**નવસારી.**

**પ્રિય ભાઈ ચીમન,**

ઘણે લાંબે વખતે પત્ર લખવાનો પ્રસંગ આવે છે. અને ભાઈલાલે તારી બેનના અકાળ મૃત્યુના સમાચાર કહ્યા.

પ્રભુ કોઇને હંમેશા સુખી નથીજ રાખતો. તારા સારા દિવસો આવ્યા, તારૂં ભાગ્ય ઉઘડયું ત્યારે આ દુઃખ જોવાનો સ્વપ્ને પણ નહિ ધારેલો બનાવ બન્યો. પ્રભુ જાણે આવા વખતમાં પરીક્ષા નહિ કરતો હોયની. પણ હું પુછું આ પરિક્ષા ક્યા પ્રકારની ? વ્હાલાંઓને મરતાં જોવાં એના કરતાં મરવું એ સારૂં નથી ?

પણ ડાહ્યા લોકોનો ઉપદેશ છે, શ્રી ગીતાનો શાંત ઉપદેશ છે. "કે જે આવી પડે તે સહન કરવું" પ્રભુની ઇચ્છા ભાઈ, વધારે શું લખું ! શાંતિથી દુઃખ સહન કરજે. એ બેનને પ્રભુ શાંતિ આપો. આત્મા તો અમરજ છે ને ? માસ્તર સાહેબને પણ મારો દિલાસો આપશો.

હવે તું પાસેજ છે (વલસાડમાં) એટલે અહિં તું આવી જજે, વાતો ઘણા વખતની બાકી રહેલી છે.

હાલ હું ગુલાબદાસ સ્કુલમાં રૂ ૬૦ ના પગારમાં રહ્યો છું. થોડા વખત માટે તબીએત સારી નથી તેથી જરૂર આવજે. પત્ર લખજે.

લી. તમારો હંમેશનો
**ઉમીઆશંકર જે. મહેતા.**

**અમદાવાદ.**

તારીખ ૧—૮—૨૧.

**સાક્ષર શ્રી માણેકલાલભાઈ સુતરીઆ,**
**સુરત.**

આપના શિરપર આવી પડેલા હૃદયદ્રાવક દુઃખમાં દિલાસો આપવાની ખરી શક્તિ તો કેવળ પ્રભુમાંજ છે. તથાપિ એક જ્ઞાતિ-બંધુ તરીકે સ્વર્ગસ્થના સ્મર્ણાર્થે બે શબ્દ લખવાની અંતરમાં ઉર્મી થાય છે.

**હરિગીત છંદ.**

" આનંદની પ્રતિમા જતાં તમ જીવન શુષ્ક બની ગયું,
જ્ઞાતિ તણું એ રત્ન ઉત્તમ સ્વર્ગ સુખ રાગી થયું;
છે ધન્ય એ ચારિત્ર્યને પતિ પ્રેમ પ્રાપ્ત કીધો અતિ,
શાન્તિ અવીચળ અર્પવા વિનતી કરૂં ઇશ્વર પ્રતિ. ૧

લી. ગુણાનુરાગી,
**મણિલાલ જીવરામ ગાંધી.** ( જાદરકર )

માંડવીની પોળમાં પડી પોળ નં. ૨૮૫૯
**અમદાવાદ,** તા ૧૦-૮-૨૧ બુધવાર

**માનવંતા મુરબ્બી શ્રી,**

આપનો તા. ૫ મી નો પત્ર મળ્યો. આપ જેવા સમર્થ વિદ્વાનની આગળ સુખ દુઃખની વ્યાખ્યા કરવી વ્યર્થ છે. છતાં આપ જેને કષ્ટ કહો છો તેના નિવારણના અર્થે એક વસંત તિલકા વૃતના બે ચરણ તરફ આપનું ધ્યાન ખેંચું તો તે અયોગ્ય નહિ ગણાય.

" છે માનવી જીવનની ઘટમાળ એવી,

દુઃખ પ્રધાન સુખ અલ્પ થકી ભરેલી ! "

---

સુખ દુઃખમાં સમાનતા એજ વિદ્વાન જ્ઞાનિઓનું ભૂષણ. સૃષ્ટિમાં કઇ વસ્તુ સ્થાઈ છે ? વહેલું અગર મોડું સૌને અહીંથી વિદાયજ થવાનું છે. સંસ્કાર પ્રમાણેજ સઘળું બને છે. નિર્માણ પરિસ્થિતિનો શોક આપ જેવા જ્ઞાની પુરૂષને થાય એ તો મોટું આશ્ચર્ય ! આપના જેવીજ પરિસ્થિતિ મ્હેં પણ અનુભવી છે. આજ તે હકીકતને લગભગ ત્રણ વર્ષ થવા આવ્યાં વિના અતિશયોક્તિએ અને વગર સંકોચે હું કહી શકું કે મ્હારા એ સુખની ઇર્ષા કદાચ દેવતાઓને પણ થઈ હશે. તે પછીના અમંગળ બનાવનું મ્હને સ્મરણ થતાં આજ પણ મ્હારૂં અંતર ધ્રુજી ઉઠે છે. છતાં હવે મ્હારો નિશ્ચયતો એજ છે કે ઈશ્વરઇચ્છાને આધિન રહેવું. આ સબંધમાં મ્હને જ્યારે ઉદ્વેગ થઇ આવે છે ત્યારે સ. બાલાશંકરની નીચેની ગજલ યાદ કરૂં છું.

" ગુજારે જે શિરે ત્હારે, જગતનો નાથ તે સહેજે;

" ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે.

જ્ઞાનીને આથી વધુ ઇશારો ઘટે ?

લી સેવક,

ત્રીકમલાલ ગોવિંદલાલ દેસાઈ.

*Surat. 1-8-21*

My Dear Sutaria,

I heard the sad news of the untimely demise of your dearest; but as "Premature consolation is the remembrancer of sorrow," I did not write to you earlier. Looking to your divine love and celetial happiness, so far as I could gather from our long friendship, your loss is really and exceptionally irreparable. Her high ideals and capacity to work for public good, over and above her high moral character, together with simplicity sometimes conspicuously wanting in such cultured ladies, and especially her affection, interest and amiableness for her lady friends, along with her excellent qualities of head and heart-were indeed admirable and praiseworthy. Her premature death is rather a cruel blow to you in your advanced age, but I hope your practical philosophy will probably help you to bear it all the same.

Yours sincerely
**Gopal M. Sule.**
*High Court Pleader*
Surat.

## નં. ૨૪.

# કોયલડી.

( રાગ—મેવલીઆનો )

સુખ સરોવરની પ્રીતિની પાળ, કોયલડી;
મીઠી મોહ આંબલીયાની ડાળ, કોયલડી. ૧
ઉડી જઇને તેં કીધા નીરાશ, કોયલડી:
હવે પાછા મળ્યાની શી આશ, કોયલડી. ૨
ત્હારા ક્યાં સુણશું ટહુકાર, કોયલડી:
કર્યો કેમ તેં અસહકાર, કોયલડી. ૩
ત્હારા તરસ્યાને આવી જીવાડ, કોયલડી:
બ્રહ્મ ગાયન ગાને ગવાડ, કોયલડી. ૪
ત્હારા સગાવ્હાલા ત્હારી તરસે મરે, રે કોયલડી:
દઈ દર્શન તરસ મટાડ કોયલડી. ૫
ત્હારૂં સ્નેહી મંડળ શોકે સળગી ઉઠે, રે કોયલડી;
તેને મીઠા મલ્હાર શુણાવ કોયલડી. ૬
ત્હારી વાડીનો માળી વાટ જુવે, રે કોયલડી;
સૂની થઇ ત્હારી આંબાની ડાળ, કોયલડી. ૭
ત્હારી દીકરીઓ બેઉ રવડી મરે, રે કોયલડી:
તેડે ઇંદુવિલાસ તું આવ, કોયલડી. ૮
ત્હારા ભાઈ બ્હેન બહુ ઝુરી મરે, રે કોયલડી;
તેને દીલાસો દેવાને આવ, કોયલડી. ૯

त्हारी व्हालीबा, पालीबा रडी मरे, रे कोयलडी:
तेनां दु:खडां तो पुछवाने आव, कोयलडी. १०

त्हारो व्हालो पति वलोपात करे, रे कोयलडी:
तेना आंसुडां लुछवाने आव, कोयलडी. ११

## नी. २५.

## जमदूत.

शांतिबा, शांतिबा, चालोनी,
जमना दूत ओटी थाय. १
फूलना गजरा करमाइ जाय,
शांतिबाना वर मूर्छा खाय. २
चंपानी कळीओ चुंथाई जाय,
चंपक अंगो चगदाइ जाय. ३
शांतिबा चाल्या जमपुरी जाय,
हाय हाय हैयुं हबकी जाय. ४
फुलना गजरा करमाई जाय:
शांतिबाना वर गांडा थाय. ५



## ભાગ ૩ જો.

# શાંતિકુંવર રચિત.

# ગરબાવળી.

### રોતી છોકરી વિશે.

( મ્હારી વહાલી બેન છે બહુ રોતી જો—એ રાગ )

છે છોકરી નામે "વહાલી" જો, રૂપે રંગે કાળી જો. ૧
એ રોવામાં છે રાજી જો, રોતી ગાજી ગાજી જો. ૨
કોઇ બોલાવે કે રોતી જો, મોટું નાનું નહિ જોતી જો. ૩
"વ્હાલી" નહિ વહાલી લાગે જો, ખાઉં હમેશા માગે જો. ૪
બહુ ખાઇ માંદી પડતી જો, ખાતાં ખાતાં રડતી જો. ૫
સહુ ગાંડી ગાંડી કહેતું જો, નામ નહીં કોઈ લેતું જો. ૬
એ માથું નહીં ચોળાવે જો, વાળ નહીં ઓળાવે જો. ૭
એ ગંદી છોકરી રડતી જો, જોડી તો નથી જડતી જો. ૮
એ માર અતીશે ખાતી જો, રોતી નિશાળે જાતી જો. ૯
એ દીસે ડાકણ સરખી જો, શાંતિ કુંવરે નરખી જો. ૧૦

## નદી જોવા વિશે. ( રૂડા વર્ણન વિશે. )

### ગરબી.

( કડવી તુમડી વેલે લાગી—કડવીરે તુમડી. એ રાગ )

આ સંસારે બહુ બહુ બેનો, સંભાળીને ચાલીએ,
ઝાઝું તે હું શું કહું બેનો—સંભાળીને. ૧.
જેમ નદીએ જઇએ બેનો—સંભાળીને.
નહાઇ નિર્મળ થઇએ બેનો—સંભાળીને. ૨.
તેમ જગતમાં તરીએ બેનો—સંભાળીને.
મસ્તી કરતાં મરીએ બેનો—સંભાળીને. ૩.
સદ્ગુણોને સજીએ બેનો—સંભાળીને.
હરિહર ઇશ્વર ભજીએ બેનો—સંભાળીને. ૪.
નદીના નિર્મળ નીર બેનો—સંભાળીને.
થઇએ બહુ ગંભીર બેનો—સંભાળીને. ૫.
નદીનો નીર્મળ નેમ બેનો—સંભાળીને.
તેવો રાખો પ્રેમ બેનો—સંભાળીને. ૬.
શાંતિ ધરીએ એમ બેનો—સંભાળીને.
શાંતિ કુંવર છે ક્ષેમ બેનો—સંભાળીને. ૭.

## આગગાડી વિશે.

### ગરબી.

સહુ ચાલો જોવા જઇએ, બ્હેન, કેવી ચાલે આગગાડી.
એ જોઇ જોઇ આનંદ લઈએ બેન—કેવી. ૧

એ એંજીન ક્યાંથી આવ્યા બેન—કેવી.
એ ડબ્બા કોણે બનાવ્યા બેન—કેવી. ૨
એ પાટા ઉપર ચાલે બેન—કેવી.
વળી પૈંડા ઝટઝટ હાલે બેન—કેવી. ૩
નથી જોડયા ઘોડા એને બેન—કેવી.
ત્યારે ચાલે છે એ શેણે બેન—કેવી. ૪
એ તો પવન વેગે દોડે બેન—કેવી.
વળી કહાડે ધુમાડો મ્હોડે બેન—કેવી. ૫
પણ હોય ધુમાડો જ્યાં જ્યાં બેન—કેવી.
તો જોઇએ અગ્નિ ત્યાં ત્યાં બેન—કેવી. ૬
એ અગ્નિ બળથી ચાલે બેન—કેવી.
જુઓ લોકો એમાં મહાલે બેન—કેવી. ૭
પેલી વરાળ પાડે ચીશો, બેન—કેવી.
એ ચીશોથી નહીં બીશો બેન—કેવી. ૮

## રમતી વખત રમવું અને ભણતી વખત ભણવું તે વિશે.

### ગરબી.

( ચાલો જળ જમનારે ન્હાવા—એ રાગ. )
સહીયર આવોરે રમવા,
બેનો જાવ છો શાને ભમવા. સહીઅર. ૧
આજે નિશાળમાં છે છુટી,
રમતાં આનંદ લઇએ લૂટી. સહીઅર. ૨
કાલે વહેલા ઉઠશું જ્યારે,
કરશું પાઠ નિરાંતે ત્યારે. સહીઅર. ૩

ભણીએ પરોઢીઆમાં પ્રેમે,
તે તો પાઠ ભુલાય ન કેમે. સહીઅર. ૪
પણ હમણા તો રમવા ચાલો,
એનો જેમ મ્હલાય તેમ મ્હાલો. સહીઅર. ૫
જ્યારે રમીએ ત્યારે રમીએ,
આનંદે રહી સૌને ગમીએ. સહીઅર. ૬
તો પણ ભણતર ભણીએ જ્યારે,
રમત નહીં સંભારો ત્યારે. સહીઅર. ૭
જેમાં બહુ બહુ લક્ષ અપાયે,
તે તો કામો રૂડાં થાયે. સહીઅર. ૮
માટે છોડી દો સૌ ભ્રાંતિ,
શાંત કુંવરને છે શાંતિ. સહીઅર. ૯

## ભવસાગરના નાટક વિશે.

( ચાલો તો શ્રીજી જઇએરે, શ્રી મુખ સુંદર જોવાને )

ચાલો તો નાટક જોઇએરે, આ ભવસાગરની માંહી,
જોઇ જોઇ આસક્તિ ખોઇએરે, આ. ૧
ઘડીમાં બાળક થઇ રડીએરે, આ.
ટગમગ પગથી દડબડીએરે, આ. ૨
ઘડીમાં યુવાથી ચળીએરે, આ.
ધન મદમાં બહુ ઊછળીએરે, આ. ૩
ક્ષણમાં ધન હીણા બનીએરે, આ.
ઘડપણમાં પડી આથડીએરે, આ. ૪

નહિ તન ધનના ઠેકાણાંરે, આ.
સહુ સહેવાં મહેણાં ટુણાંરે, આ. ૫
એ નાટકથી ન ધરાતાંરે, આ.
પડે પડદો જમપુરી જાતાંરે, આ. ૬
એ નાટક લાગે મીઠાંરે, આ.
શાંતિએ સ્વપ્ને દીઠાંરે, આ. ૭

## ગુરૂનો ઉપકાર માનવા વિશે.

### ગરબી.

( દીધાં તે સુખ દહાડી દહાડીરે—મારા મનમાં છે મારી–એ રાગ )

નીતિ શાખી ગુરૂ પાસેરે—એ કેમ ભુલાશે ?
કેળવણીના પ્રકાશેરે એ કેમ ભુલાશે.
ગુરૂનો ઉપકાર હમેશાં, રહેશે રૂદીઆ વાશેરે—એ. ૧
નાની બાળા ઉદ્ધત ઝાઝી, ડહાપણ આપ્યું ઉલાશેરે—એ. ૨
મર્યાદા છે સ્રીનું ભૂષણ, દૂષણ એથી તજાશેરે—એ. ૩
નીતિ શિખેથી ધર્મ વિશે ઝટ, જ્ઞાનથી ધ્યાન ખેંચાશેરે—એ. ૪
પાઠ બિલાડી ને ઊંદરના, અક્કલ તેથી શિખાશેરે—એ. ૫
શીવવું ને ભરવું શીખવાથી, પાછળથી સુખ થાશેરે—એ ૬
સ્રીએ જ્ઞાન લીધું જો હશે તો પુત્ર પુત્રી કેળવાશેરે—એ. ૭
ગુરૂની શીખથી આળસ છોડયું, જોડયું ચિત પ્રભુ પાશેરે—એ. ૮
શાંતિ કુંવર કહે શાંત ગુરૂના, દર્શનથીજ તરાશેરે—એ. ૯

# વાડી જોવા વિશે.

## ગરબી.

( આવો આવોરે, નટવર નાઘડીઆ—એ રાગ. )

ચાલો જઇએરે, વાડી જોવાને,
આનંદ લઇએરે, આપણે એ બહાને. ૧
મોગરો માલતીરે, કેવા ખીલ્યા છે,
ફુલના રંગોરે, લીલા પીળા છે. ૨
ચંપો ચંબેલીરે, ગુલાબ ગોટા છે,
ગુલછડી સારીરે, ચંપો ખોટા છે. ૩
જાઇ જુઇરે, કેવી શોભે છે,
ભમરો ગુંજેરે મનડું લોભે છે. ૪
વેલી વીંટીરે વૃક્ષે વહાલ કરી,
અવસર આ'વારે, નાવે ફરી ફરી. ૫
ચાર દિવસનારે, ચાંદરણાં ભાસે,
કાયા વાડીરે કરમાઇ જાશે. ૬
વૃક્ષે પક્ષીરે, આવ્યા કયાં કયાંથી,
ઊડી જાશેરે, કોઇ નથી સાથી. ૭
એનો આપણરે, પંખીના મેળા.
સંપી રહેવુંરે, જંપે સહુ ભેળા. ૮
જુવો વ્હેછેરે, વેગે આ વ્હેળો,
આ જન્મારોરે, વ્હેછે સહુ પહેલો. ૯
જીંદગી જાશેરે, દુર્ગુણ જોશો મા
શાંતિ કહેછેરે, શાંતિ ખોશો મા. ૧૦

## વાજીંત્ર પસંદ કરવા વિશે ગરબી.

( ઓ ભાભાકુંવર ઓ ભાભાકુંવર તમે પરણ્યા દે-એ રાગ. )

ઓ બેનપણી ઓ સહીપણી, તમે સાંભળવાને આવો બેન,
વાજીંત્રો આ વાગે છે.
તમે સખીઓને બોલાવો બેન, વાજીંત્રો. ૧
૧—તમને કયું વાજું ગમશે બેન, વાજીંત્રો.
૨—અમને હારમોનીઅમ* બહુ ગમશે બેન, વાજીંત્રો. ૨
૧—તમે હારમોનીઅમ કદી દીઠા બેન, વાજીંત્રો.
૨—એના સુર ઘણા છે મીઠા બેન, વાજીંત્રો. ૩
૧—સુર ઉંચા નીચા ન્યારા બેન, વાજીંત્રો.
૨—કુસંપે થાય અકારા બેન, વાજીંત્રો. ૪
૧—પણ સંપે મીઠાશ ઝાઝી બેન, વાજીંત્રો.
૨—સૌ સંપી રહીએ રાજી બેન, વાજીંત્રો. ૫
આ સંસાર વાજું વાગે બેન, વાજીંત્રો.
કહે શાંતિ મીઠું લાગે બેન. વાજીંત્રો. ૬

## પાંચી કુંકાની રમત વિશે.

### ગરબી.

વહાલા મહારા ગોકુળના ગિરધારીરે—એ રાગ.

ચાલો બેની પાંચી કુંકાએ રમીએરે,
નજર ઠરે લક્ષ થકી નહીં ભમીએરે. ૧

---

*"હારમોનીઅમ"ને બદલે દીલરૂબા ફીડલ, સીતાર, સારંગી વગેરે મુકી ફરી ફરી બોલાવવું.

ચતુરાઇ રમત રમતાં આવેરે,
વળી રમત ગમત મનમાં ભાવેરે. ૨
કદિ કદિ રમીએ સોગટાંની બાજીરે,
દુનીઆની બાજી રમી થઇએ રાજીરે. ૩
રમતોથી મન પ્રફુલ્લિત રહેછેરે,
ચાલાકીને ચપલતા એ વધેછેરે. ૪
નાનપણું રમતના છે દહાડારે,
મોટપણે જ્ઞાનના ખેડો અખાડારે. ૫
નાનપણે જ્ઞાન થોડું થોડું લેવુંરે,
મોટપણે રમતે મન જુજ દેવુંરે. ૬
નીતિ ધર્મે વર્તી સદા સુખ લેવુંરે,
શાંતિ કહે શાંતિ શાંતિ એમ કહેવુંરે. ૭

## નિશાળે ભણવા જવા વિશે.

### ગરબી.

( ઉત્તમ વ્રત એકાદશી—એ રાગ. )

ભણવું ગણવું શ્રેષ્ટ છે, સાહેલીરે, ચાલો નિશાળે બેન, ભણવાને
જઇએ આપણે—સાહેલીરે.
પોથી પાટી પ્રેમથી, સાહેલીરે, લઇ કરીને સાથ-ભણવાને જઇએ. ૧
ગરબા ત્યાં જઇ ગાઇએ, સાહેલીરે, સર્વે મળી સગાથ—ભણવાને. ૨
ફરી કુંડાળે આપણે, સાહેલીરે, ગાઇએ દઈ દઈ તાલ—ભણવાને. ૩
રાગ રૂડા રૂડા શીખીએ, સાહેલીરે, નીતિના વળી પાઠ—ભણવાને. ૪
આનંદ બહુ બહુ પામીએ, સાહેલીરે, જ્ઞાન વધે છે એમ—ભણવાને. ૫

વર્તન રૂડું શીખીએ, સાહેલીરે, સગા સહોદર પ્રેમ—ભણવાને. ૬
ઐહિક સુખડાં પામીએ, સાહેલીરે, પરલૌકિક નહિ કેમ—ભણવાને. ૭
ભણી ગણીને ભલા થઇ, સાહેલીરે, શાંતિકુંવર રહો ક્ષેમ—ભણવાને. ૮

## ઇનામ મળ્યાનો આનંદ.

### ગરબી.

માડી હું તો ઇનામ લઇ આવી, ભલે માડી તેં મને ભણાવી—માડી.
ભણેથી લોભ ઘટી જાયે, વળી સહુ દુર્ગુણ દુર થાયે,
સારી વાતે મનડું લલચાયે—માડી. ૧
સારૂં ભણે માન મળે મોટું, નહીં કંઈ કામ કરૂં ખોટું,
સારૂં કરી આનંદમાં લોટું—માડી. ૨
ખરેખરૂં સુખ સમજી લેવું, સહુ સદ્‌ગુણ સજી રહેવું,
સદા સત્ય હોય તે તો કહેવું—માડી. ૩
જુવો આ ઇનામ છે કેવું, એમાંથી જ્ઞાન બહુ લેવું,
શાંતિ કહે, શાંત સદા રહેવું—માડી. ૪

## ગરબે મહાલવા વિશે.

### ગરબી.

(મા મને નીશાળે મુકને, પાય લાગું મા—એ રાગ.)
ઓ સહીપણીઓ હોંસથી, સહુ ચાલોની,
નહીં રાખો ખોટી બહોંસ, ગરબે મહાલોની. ૧
તમે કરો કુંડાળું શોભતું, સહુ ચાલોની,
નહીં રાખો ખોટો લોભ, ગરબે મહાલોની. ૨
શુભ સંપ કરીને આપણે, સહુ ચાલોની,
નહીં કરવું કંઇપણ પાપ, ગરબે મહાલોની. ૩

ભાઇ ભાંડુમાં ઉલ્લાસથી, સહુ ચાલોની,
કદિ કરવો નહિ કંકાસ, ગરબે માહાલોની. ૪
ડરી ચાલો સર્વે ઈશથી, સહુ ચાલોની,
કદિ ધરીએ નહિ કંઇ રીશ, ગરબે મહાલોની. ૫
સંસાર કુંડાળે વ્હાલથી, સહુ ચાલોની,
આનંદે દઇ દઇ તાલ, ગરબે મહાલોની. ૬
માબાપ સંગાથે પ્રેમથી, સહુ ચાલોની,
કહે શાંતિકુંવર, રહી ક્ષેમ, ગરબે માહાલોની. ૭

## "આનંદી" છોડી વિષે.

### ગરબી.

( મારી વાડીમાં એલાયચી, કાંટા લહેરીઓ—એ રાગ. )

કેવી રૂપાળી આનંદી, છોડી, ડાહી, આપે અતિ આનંદરે—છોડી. ૧
નામજ એનું "આનંદી", છોડી૰ નથી તોફાની ફંદરે—છોડી. ૨
મોઢું સદાયે મલકતું, છોડી, હરખ મન ઉભરાયરે—છોડી. ૩
સહનશીલ બહુ શોભી રહી, છોડી૰ સૌને જોઈ હરખાયરે—છોડી. ૪
રમત ગમતમાં ખુશી રહે, છોડી૰ લેશ નહીં જેને કલેશરે—છોડી. ૫
પાડ પડોશી સગાં સ્નેહી, છોડી૰ નહીં કદી કંઇ દ્વેશરે—છોડી. ૬
મન તન નિર્મળ રાખી રહે, છોડી૰ રાખે નિર્મળ પ્રેમરે—છોડી. ૭
સર્વે એને ચાહે ઘણું, છોડી૰ રાખે નિરંતર રહેમરે—છોડી. ૮
ભણે નિશાળે હોસ ધરી, છોડી૰ આપે ને લે બહુ સુખરે—છોડી. ૯
શાંતિકુંવર કહે ધન્ય તને, છોડી૰ પ્રભાતમાં જોઉં મુખરે—છોડી. ૧૦

## ભલાઇ કરવા વિષે.

### ગરબી.

( જાન જનાવરની મળી મેઘાડંબર ગાજે—એ રાગ. )

ડોશા બિચારી બહુ ભલી, આજે ફળીયામાં આવી,
વાજું વગાડયું હાથનું, બહુ ધુન મચાવી. ૧

છોકરાં આવ્યાં દોડતાં, બહુ ભાઇને બેનો,
થોડી વારે વાજું બંધ કરી, વહેંચી ટીકડી ને પેનો. ૨

પછી મીઠે સ્વરે બોલી તે, મારાં છોકરાં વહાલાં,
એમ કહી મલકાઇને, વદી વેણ રસાળાં. ૩

પછી કહે સુણો બાળકો, કહું વાત હું તમને,
લક્ષ દઇને સાંભળો, થશે આનંદ સહુને. ૪

લક્ષથી સાંભળે તેમને, રેવડી વ્હેંચી આપું,
યાદ રાખી બોલી જશે, તેને આપું હું ચાંપું. ૫

એમ કહી, કહી વારતા. જેમાં નીતિ સમાઇ,
" ભાઇ બેનો ભવસાગરે, ભલી કરજો ભલાઇ. " ૬

બોધ આપી વ્હેંચી રેવડી, પછી વગાડયું વાજું,
છોકરાં સૌ રાજી થયા, આખું ફળીયું એમ ગાજ્યું. ૭

આમ કરે પરોપકારનાં, જુવો કેવી ભલાઇ,
શાંતિ કુંવર કહે ધન્ય છે, ડોશાની ચતુરાઇ. ૮

# સારી સ્ત્રીને ધન્યવાદ.

## ગરબી.

( સખી હું કહું તે કોઇને કહીશ મા'રે લોલ.—એ રાગ )

ધન્ય ધન્ય છે તમારી રીત ભાતનેરે લોલ,
નમ્રતા ભરેલી મીઠી વાતનેરે લોલ. ૧
ગણો લેશ નહીં ગર્વના સંઘાતનેરે લોલ,
વળી ચહો છો નીતિ વાતનેરે લોલ. ૨
રીતિ નીતિથી દીપાવો માત તાતનેરે લોલ,
તમે શોભાવી ન્યાત જાતનેરે લોલ. ૩
થાય બોધ સુખદાઇ સ્ત્રી જાતનેરે લોલ,
ગમો તમે ગુજરાતનેરે લોલ. ૪
જરૂર જીંદગી તમારી જશવંત છેરે લોલ,
રાખો સુબુદ્ધિ શુભ પંથ છેરે લોલ. ૫
સ્ત્રીયો કેળવાઇ સુધરીજ જાયછેરે લોલ,
કેટલાક તેથી પસ્તાય છેરે લોલ. ૬
તેતો સુધારો તમામ ફકત નામનોરે લોલ,
ગર્ભિત બગાડો નહીં કામનોરે લોલ, ૭
પરંતુ તમારૂં ખાસ સુદ્રષ્ટાંત છેરે લોલ,
કેળવણીના ફળતો નિર્ભ્રાંત છેરે લોલ. ૮
લોકો તમારા ગુણ ગાયછેરે લોલ,
શાંતિ કુંવર ખુશ થાયછેરે લોલ. ૯.

## સ્ત્રી સભાનો આનંદ.

### ગરબી.

( પુનમ ચાંદની—ને મળતો રાગ. )

સહીઅર આનંદનો રત્નાકર આજે ઊછળેરે. ટેક.
ચાલો સંભાળીને કરીએ તેમાં સ્નાન,
જેમાં ભાષણ રૂપી રત્નોનો ભંડાર છે રે,
જે રત્નોમાં ઝળકે રૂડું નીતિ જ્ઞાન.
સર્વે સ્ત્રી મંડળનો જશમય જયજય ચહાઇએરે, સહીઅર.
ધન્ય ધન્ય આ મંડળી, ધન્ય ધન્ય શુભ કામ,
ધન્ય પ્રમુખને મંત્રીઓ, ધન્ય સભાસદ નામ.
એનો નીતિની સાડી ઓઢીને શોભીએરે,
પારસમણી ધણીની ધન્ય ધન્ય શુભ નાર૦ સર્વે. સહીઅર. ૧
સોનું ને સુગંધ બે, મળ્યા એકઠા આંહી,
કુંદનમય રમણીમણી, આનંદ રહયો છવાઈ.
ભગિની ભાવ ધરીને ગરબી આ સ્વીકારજોરે.
એ તો શાંતિકુંવરની અતિ નમ્ર છે ભેટ. સર્વે. સહીઅર. ૨

## પતિવ્રતા સ્ત્રીનું ગૌરવ.

### રાગ મહાડ.

શુભકારી, સદ્દગુણવારિ, પતિને પ્યારી પતીવ્રતા નારી, પતિ શણગાર.
રમવામાં, જમવામાં, ગુરૂ જન મન ગમવામાં, રાખે છે રૂડી રીત,
દુર્ગુણને દમવામાં, ઈશ્વરને નમવામાં પૂર્ણ છે જેની પ્રીત. શુભકારી. ૧
સીતાથી. તારાથી, ઉમીઆથી, કુંતાંથી, પૂર્ણ છે જેનો પ્રભાવ.
ગંગાથી, જમનાથી, કાવેરી, કૃષ્ણાથી, શુદ્ધ છે જેનો સ્વભાવ. શુભકારી. ૨

જશવંતી, રસવંતી, કુળવંતી, ગુણવંતી, જેને મળી એવી નાર,
ઝળકંતી, ચળકંતી, દીપંતી, સતવંતી, ધન્ય તેનો અવતાર. શુભકારી. ૭

# હિતોપદેશ.

## પ્રભાતીઉં.

( જાગો જાગોરે મારા ઉજમલા બેનકે—એ રાગ. )

ઉગ્યો ઉગ્યોરે રવિરાજ વિખ્યાત કે વ્હાણેલાં ભલે વાયાંરે.
ન્યાળો ન્યાળોરે સૂર્ય દેવ સાક્ષાતકે વ્હાણેલા. ૧
જાગી જાગીરે, તું પથારીને છોડકે વ્હાણેલાં
લોટી લોટીરે, નહીં દીલ મરોડકે વ્હાણેલાં ૨
ન્હાઇ ધોઇરે, પછી થાવું પવિત્રકે વ્હાણેલાં
શુદ્ધ દેહથીરે, થાયે નિર્મળું ચિત્તકે વ્હાણેલાં. ૩
મેલું ઘેલુંરે, નહીં દેહકે મનકે વ્હાણેલાં
પછી પછીરે, કર પાઠ મનનકે વ્હાણેલાં. ૪
વાંચી વાંચીરે, તેમાં થા એકચિતકે, વ્હાણેલાં
વચ્ચે વચ્ચેરે, વાતની નહીં રીતકે, વ્હાણેલાં ૫
સ્તુતી સ્તુતીરે, પરમેશ્વર કેરીકે વ્હાણેલાં
સૃષ્ટા સૃષ્ટારે, કેમ થાઉં નમેરીકે વ્હાણેલાં ૬
સૃજી સૃજીરે, તમે પાળોછો રોજકે, વ્હાણેલાં
સૌમાં સૌમાંરે, મારો રાખોછો બોજકે વ્હાણેલાં ૭
બુદ્ધિ બુદ્ધિરે, મને આપી છે શ્રેષ્ટકે, વ્હાણેલાં
પ્રાણીઓમાંરે મને કીધી છે જ્યેષ્ટકે વ્હાણેલાં ૮
માત તાતમાંરે, બાંધુ સગાંની રેહમકે વ્હાણેલાં
સાસુ સસરારે, પ્યારા પતિનો પ્રેમકે વ્હાણેલાં ૯

ચાલો ચાલોરે, ધરી ધર્મનું ધ્યાનકે બ્હાણેલાં
શાંતિ કુંવરરે, કહે પામશો માનકે બ્હાણેલાં. ૧૦

# દેશીઓએ સ્ત્રી કેળવણી માટે તત્પર થવું જોઇએ.

( મારી આર્યભૂમિ,—એ રાગ )

સદ્ગુણ સજો, સદ્ગુણી થઇને ઝટપટ દેશ સુધારવો.
તૈયાર થજો, ધીરજનો આ સમય હવે નહીં ધારવો.
સદ્ગુણ સજો. ટેક.

સહુ સંપતણા ધ્વજ ફરકાવો, શુભ કીર્તિ તણા ડંક વગડાવો.
ફરી ઐક્ય ડંકો દૂર ગગડાઓ. સદ્ગુણ. ૧
અજ્ઞાન રિપુને નસાડવો, સહુ વહેમ અભણનો ઘટાડવો,
એ મનનો વ્યાધિ મટાડવો. સદ્ગુણ. ૨
જે સતી હતી પૂર્વે ડાહી, તે કેળવણી લેતી ચહાઇ,
એ વાંચો ઇતિહાસો માંહી. સદ્ગુણ. ૩
પછી કાળ ફર્યો વિકાળ થઇ, સ્ત્રી ભણાવવાની વાત ગઇ,
તે હાલ સજીવન હાથી રહી. સદ્ગુણ. ૪
બસ દેશી હવે સમજી જઇને, શુભ લાભ ગણી ડાહ્યા થઇને,
દ્યો કેળવણી ટોચે રહીને. સદ્ગુણ. ૫
મુનિ કન્યાઓ પુસ્તક રચતી, છે લીલાવતીની " લીલાવતી, "
ને અન્ય પુસ્તક જોઇ હદ વળતી. સદ્ગુણ. ૬
તે માટે બાળા ભણાવોની, ઝટ ખીલશે બુદ્ધિ તેઓની,
વિદ્યા દાતા શુભ ટેવોની. સદ્ગુણ. ૭
કહે શાંતિ કુંવર સુખ ચાહો, તો કેળવણીને ફેલાવો,
ફળ લેવા ફળદ્રુપ બી વાવો. સદ્ગુણ. ૮

## આરતી

ગુણદાતા ગુણધામા, ગુણ ત્હારા ગાઇએ, પ્રભુ ગુણ.
જગ સિંધુ ઓળંગી (૨) તરવાને ચહાઇએ. જયદેવ જયદેવ. ૧
રામચંદ્ર શૃંગાર, સીતાજી શોભે, પ્રભુ સીતાજી.
તીર્થરૂપ ગુણ નૌકા (૨) લેવા મન લોભે. જયદેવ. ૨
હિંમતના દેનાર, ધૈર્ય હ્રદય સ્થાપો, પ્રભુ, ધૈર્ય.
દુર્ગુણ વાયુ વિદારી (૨) અવિચલ પદ આપો. જયદેવ. ૩
સ્ત્રી પુરૂષોનું દ્વૈત, માયા છે ત્હારી, પ્રભુ, માયા.
મંગળ કાર્ય કરાવો (૨) છો મંગળ કારી. જયદેવ. ૪
ડરામણો સંસાર, દુઃખ દરિયો ભાસે, પ્રભુ દુઃખ.
લલીત લીલા ગાતાં (૨) સુખરૂપ એ થાશે જયદેવ. ૫
બહુનાંમી બહુ રૂપી, સગુણ છો સ્વામી, પ્રભુ, સગુણ.
હુશીઆરી દેનારા (૨) છો અંતર્યામી જયદેવ. ૬
જીવન જડના ભેદ, ભ્રાંતિથી ભાસે, પ્રભુ, ભ્રાંતિથી.
ઓળખતાં નરનારી (૨) નારાયણ થાશે. જયદેવ. ૭
શાંતિ ભ્રાંતિરહિતનો, મોક્ષ પદે વાસો, પ્રભુ મોક્ષ.
તિમિર વિનાશ નિર્ગુણ (૨) સ્વયં પ્રકાશો. જયદેવ. ૮



## હરિગિત.

સંસારમાં ઉત્કૃષ્ટ વસ્તુ પ્રેમ શ્રેષ્ઠ ગણાય છે,
ગાંધર્વ ને દેવો સહુ ગુણગાન જેનાં ગાય છે;
જે પ્રેમને વશ શ્રી પ્રભુ ભજનારની વ્હારે ચડે,
પ્રેમદા પતિના પ્રેમ માટે અગ્નિ જ્વાળામાં પડે.

(મૂ. છ. ગાંધી.)